# પ્રણવાનંદ-લહરી

યાને

## ગુરુ-ગોવિન્દની સમાલોચના.

લેખક-

પાગલ પરમાનંદ.

॥ " હરિઃ ૐ " — ॥ ૐ પ્રભુજી ॥ — " ગુરુઃ ૐ " ॥

"માતા-મન જ્યોં બાલ હૈ, બાલક-મન હૈ માત;
હોઉ પરસ્પર ભાવહિં, ( ત્યોં ) તું અરુ હું સમુજાન "!:

પદ. ( રાગ. દેશ—ત્રિતાલ. )

વાલીડા મારા, કંસ હતો દુઃખકારી;
મોહનજી નાખ્યો મારી રામ —હરિવર૦
વાલીડા મારા, ભવરે સિંધુના છો તારા;
**પીંગલ કહે પ્રાણ પ્યારા રામ —હરિવર૦**

પાગલ-પત્રિકા નં૦ ૭. ૮ અને ૯.

ૐ

ૐ ગુરુઃ ૐ

ૐ

# પ્રણવાનંદ-લહરી

યાને

## ગુરૂ—ગોવિન્દની સમાલોચના.

પુસ્તક લેખક- પા. પરમાનંદ. ( ઓડેલી )

કામના પરહરી, અન્ય ઉપાસે કોય;
સમજ્યા, તરવા ફરીકે નાય.
[ પ્રેમ-વાણી. ]

પ્રકાશક- રેવાશંકર બાલાશંકર ભટ્ટ.
( ડ્રોઈંગ માસ્તર. )

પાગલ-મંડળ, ઓડ.

શ્રાવણ વદ ૧૧ સંવત ૧૯૮૫ શુક્રવાર તા. ૩૦-૮-૧૯૨૯.

આવૃત્તિ પહેલી પ્રત ૧૨૦૦

મુલ્ય ૦-૫-૦ પોસ્ટેજ ૦-૧-૬

"यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते।
ध्रुवाणि तस्य नश्यन्ति, अध्रुवं नष्टमेव च॥"

"સત્ય વસ્તુને ત્યાગી જે અસત્યની કરે સેવ;
સત્યને તેણે ગુમાવ્યું ને, – અસત્ય નષ્ટ સ્વયમેવ.
ઉભય ભ્રષ્ટ છે તેહ નર, નહિ લાભ તેને એકનો;
જેમ કુતરો છે ધોબીનો, નહિ ઘરનો – નહિ ઘાટનો"

— × × ॐ × × —

પ્રકાશકઃ– રેવાશંકર બાલાશંકર ભટ, ડ્રોઈંગ માસ્તર–ખેડા
મુદ્રકઃ– રતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદી
મુદ્રણસ્થાનઃ– સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ–ઉમરેઠ.

# સૂચના.

શુદ્ધિપત્ર ખાસ કરી અગત્યની અર્થ અનર્થ થતી ભુલોનુંજ કર્યું છે; જેથી તે પ્રમાણે સુધારો કર્યા બાદ આ પુસ્તક વાંચવા વિનંતિ છે.

# પ્રકાશકના બે બોલ.

પાગલ-પસંદગી અને પાગલ-પત્રિકાના વાંચનાર સુજ્ઞજનોને પાગલ પરમાનંદજીનું વ્યક્તિત્વ સ્મરણપટ બહાર નહિ હોય. આ પુસ્તક તેઓશ્રીની અનુભવેલી ઉર્મીઓનો ખજાનો છે. મહામંત્ર પ્રણવની સાથે શ્રીસ્યામ સુંદર નટવરલાલ - પ્યારા કનૈયાલાલ - વ્હાલા રાધેસ્યામ - મનોહર મોરલીવાળા - વૃન્દાવનવિહારી - પૂર્ણચંદ્ર પ્રભુ શ્રીબાળકૃષ્ણની સાકાર મૂર્તિની મીલાવટ કરી, એક નિરાકારને સાકારમાં અને સાકારને નિરાકારમાં ઘટાવી, અમારા જેવા પાગલ મુમુક્ષુઓની મહાન્ ગુંચોનો ઉકેલ પાડયો છે. ભાગવતપાઠી જીવાત્માઓને આ લેખની મહત્તા સ્હેજે સમજાશે. અનુભવીના ઉદ્‌ગાર રસ્તે ચડેલા અનુભવીને ( મુમુક્ષુને ) ભક્તિરસમાં પાગલ બનાવી દે છે.

પરમ પૂજ્ય સ્વામીશ્રી પા૦ પરમાનંદજીએ સંવત ૧૯૮૫ માં બોડેલીમાં " ઓર " નદી કીનારે નદીના ભાઠા ઉપર પર્ણ-કુટીકામાં ત્રણેક માસ એકાંત નિવાસ કરેલો; તે દરમ્યાન ( ૧ ) " પ્રણવાનંદ-લહરી " ( ૨ ) " પ્રણવાનંદ-લહરી-વિચારણા " અને ( ૩ ) " પ્રણવાનંદ-લહરી-અભિનય " એ નામના ત્રણ લેખ ખેડા-પાગલ મંડળના એક રસીક-જીજ્ઞાસુ ભાઈની સાથે

પત્ર વ્યવહારના નિમિત્તે લખેલા હતા. જેથી તે શંકા–સમાધાનના રૂપમાંજ લખાએલા છે. તેમાં પ્રથમ લખમા લેખકની સ્થિતિની ઝાંખી થાય છે; બીજામાં સ્મરણ–ભક્તિ તથા તેનાં સાધનનું ઘણી સારી રીતે દિગ્દર્શન છે; અને ત્રીજામાં ભક્તિ તથા જ્ઞાનની પરાકાષ્ટા છે. એકંદરે તેમાં સાકાર–નિરાકાર વિગેરેનો ઉકેલ છે અને ગુરુ–ગોવિંદની સમાલોચના છે. ત્રણે લેખ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે.

આ લેખો અનાયાસે લખાયા છે. તે અનાયાસે શ્રીઇષ્ટ – ગુરુદેવની કૃપાથી પ્રકટ થાય છે. તેવીજ રીતે અનાયાસે તેનો લાભ લેવાય જાય તો ખરેખર ભગવત્કૃપાજ સમજવી. બેશક **આ લેખોમાં પાગલોની પાગલ વાતો છે ને તે પાગલોનેજ સમજાય તેવી છે.**

અનુક્રમણિકા તથા કયો વિષય ક્યાંથી શરૂ થાય છે તે સમજવા સુગમ પડે તે અર્થે લખાણની અંદર હેડીંગ (પ્રકરણ) અમો – પ્રકાશકે દાખલ કર્યાં છે.

પ્રકાશક.



ॐ

ॐ गुरुः ॐ

ॐ

॥ ॐ श्रीकृष्णः शरणं मम ॥

—× ॐ ×—

"मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्द-माधवम् ॥"

### पद. राग–કલ્યાણ–ત્રીતાલ.

ચરન–કમલ વન્દૌં હરિ રાઇ.

જાકી કૃપા પંગુ ગિરિ લંઘે, અંધેકો સબ કછુ દરસાઇ. (ટેક)

બહિરો સુનૈ મૂક પુનિ બોલૈ, રંક ચલૈ સિર છત્ર ધરાઇ;

સૂરદાસ સ્વામી કરુનામય, બાર બાર વન્દૌં તિહિ પાઇ. ॥ ૧ ॥

### પદ. રાગ–કલ્યાણ અગર ભૈરવ–ચોતાલ.

પ્રભુ સર્વ શક્તિમાન, કરુણા કૃપાનિધાન;

ધરીએ તમારૂં ધ્યાન, સંનિધ પધારો.—(ટેક.)

ભગવંત તું સમાન, નથી કોઇ બળવાન;

સંકટ સેવકતણાં, સઘળાં નિવારો.—પ્રભુ૦

અનુગ્રહ ઉપકાર, કરો તમે વારવાર;

ચિત્તથી તમારા પ્રભુ! કદી ન વિસારો.—પ્રભુ૦

કીધા બહુ અપરાધ, ક્ષમા કરો વિશ્વનાથ!

વિભુ માત તાત તમે, કરુણા વિસ્તારો.—પ્રભુ૦

ધૂન– "લક્ષ્મીસારંગધર સીતાપતિરઘુવીર રાધે ગોવિંદા;
રખુમાઇ પાંડુરંગા........રખુમાઇ પાંડુરંગા."

—: ॐ :—

# ॥ "ॐ"–વિવરણ ॥

(૧) "ॐ" એ 'अव्' ધાતુથી બનેલ છે. વ્યાકરણમાં 'अव्' ધાતુનો અર્થ 'રક્ષણ કરવું' એમ થાય છે. તે વ્યાકરણની રીતથી 'अव्' ધાતુથી "ॐ" થયેલો છે, માટે જે રક્ષણ કરે તે "ॐ" છે.

(૨) "ॐ" એ પરમાત્માનું આદિ નામ છે અને આદિ નામ હોવાથીજ નિર્ગુણ – નિર્વિકાર છે. પરમાત્માના સ્વસ્વરૂપનું "ॐ" નામ છે; એટલે કોઇ અવતાર આદિનું નામ "ॐ" નથી. માટે "ॐ" એ નામમાં માયાનો વિકાર નથી. બીજાં નામ જેમકે 'રામ', 'કૃષ્ણ' વગેરે અનેક નામ છે, તે બધાં અવતારોનાં નામ છે અને અમુક અમુક ગુણોને લઇને તે નામ પડેલાં છે. આ પ્રકારના કોઇ પણ ગુણ "ॐ" ની અંદર દેખાતા નથી, અને તેથીજ "ॐ" **એ પરમાત્માનું સાક્ષાત્ નામ છે.** બીજાં બધાં નામ પરમાત્માના અવતારોનાં છે. માટે બીજાં બધાં નામો લેવાથી પરમાત્માના અવતારો પ્રાપ્ત થાય છે, જ્યારે "ॐ" પોકારવાથી પરમાત્મા પોતેજ સાક્ષાત્ થાય છે; માટેજ વેદમાં ॐકારના ઉપાસકોને બ્રહ્મ લોકની પ્રાપ્તિ કહી છે.

(૩) 'રામ', 'કૃષ્ણ' વગેરે બીજાં નામો કરતાં "ॐ" માં કાંઇ પણ વિશેષ શક્તિ તથા વિજ્ઞાન છે; અને

તે પોતાના અનુભવથીજ સિદ્ધ થઇ શકે છે કે બીજાં નામોની ધૂન મચાવવાથી જે પરિણામ થાય છે તે કરતાં વધાર " ॐ " ની ધૂનથી થાય છે, " ॐ "..." ॐ " ઉચ્ચારવાથી થોડીજ વારમાં - થોડાજ વખતમાં હૃદયમાં ફેર પડે છે અને સત્વગુણની વૃદ્ધિ થાય છે, શુદ્ધ સત્વ ઉદ્દભવે છે અને તેમ થતાં આખરે નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત થાય છે. એનું કારણ એજ કે " ॐ " એ વૈદિક નામ યા મંત્ર છે, બીજા મંત્રો વૈદીક નથી : કોઇ તાંત્રિક અને કોઇ પૌરાણિક હોય છે. બીજમંત્રમાં પણ " ॐ " પ્રથમ છે અને દરેક માળામંત્રના પહેલાં " ॐ " જોઇએ છે. તે સિવાય કોઇ પણ મંત્ર શુદ્ધ કે ફળદાયક નિવડતાજ નથી. " ॐ " નો ઉચ્ચાર કરવાથીજ વૃત્તિનું ઉત્થાન થાય છે તથા પ્રભુમય બની જવાય છે, એટલે કે સત્વમય બની જવાય છે. માટેજ મુમુક્ષુ - બ્રહ્મજીજ્ઞાસુને માટે વેદાન્ત શાસ્ત્રમાં પ્રણવાલંબન – ॐકારની ઉપાસનાજ મુખ્ય છે.

( ૪ ) " ॐ " થી ભોગ તથા મોક્ષ બન્ને સિદ્ધ થાય છે.

" ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ "

( અર્થ :— બિન્દુસંયુક્ત ॐકાર, – જે કામ અને મોક્ષને આપનાર છે, જેનું યોગીઓ નિત્ય ધ્યાન ધરે છે એવા ॐકારને નમસ્કાર હો ! નમસ્કાર હો ! ! ) એમ શાસ્ત્રવચન છે.

( ૫ ) શાસ્ત્રમાં નામ–નામી અભેદ કહેલું છે. માટે

"ॐ" એ પોતેજ પરમાત્મસ્વરૂપ છે "ॐ इति ब्रह्म" એટલે કે "'ॐ' એજ બ્રહ્મ છે": એ શ્રુતિવાક્ય છે.

(૬) ભૂમિતિ (Geometry) માં કોઇ આકાર (Figure) બનાવવો હોય તો પ્રથમ એક બિન્દુ લેવામાં આવે છે અને પછી તે બિન્દુ લંબાવવાથી એટલે કે પાંચ, દશ, કે વધારે બિન્દુ મૂકવાથી એક લીટી બની જાય છે; બાદ લીટીઓના જોડાણથી આકાર બની જાય છે. તેજ પ્રમાણે પ્રથમ બિન્દુ, તે બિન્દુથી લીટી. લીટીથી સ્વર અને સ્વરથી વ્યંજન, બાદ વ્યંજનથી સંપૂર્ણ અક્ષર બની તમામ વસ્તુનો તેમજ જગતનો અર્થ સિદ્ધ થાય છે; તે એ કે "ॐ" – આ 'ઓમ્'ના માથે જે બિન્દુ છે તે નિર્ગુણ–નિર્વિકાર શુદ્ધ બ્રહ્મનું સૂચક છે: "**सदेव सोम्येदमग्र आसीदेकमेवाऽद्वितीयम्** ॥" — ("હે સોમ્ય ! સૃષ્ટિ પહેલાં આ જગત્ સત્ રૂપ અર્થાત્ બ્રહ્મ રૂપ હતું. આથી તે એક રૂપે અને સ્વગતાદિ ભેદ રહિત – અદ્વિતીય હતું.") આ (છાંદોગ્ય) શ્રુતિ અનુસારે "આ સૃષ્ટિના પહેલા એકજ શુદ્ધ બ્રહ્મ હતું." તેમાંથી એક કલ્પનાશક્તિ (ઇચ્છાશક્તિ) – માયા [ચતુષ્પાદ બ્રહ્મના એક પાદના એક દેશમાં] સ્ફુરી. તેમ હોવાથી તે બ્રહ્મમા "ᐯ" આ અર્ધમાત્રા થઇ. તેને માયાવિશિષ્ટ એટલે સગુણબ્રહ્મ (ઇશ્વર) કહે છે. તો તે અર્ધમાત્રા સગુણબ્રહ્મનું સૂચક છે. બાદ તે અર્ધમાત્રા રૂપ ઇશ્વરની ઇચ્છા થઇ કે. "**एकोऽहं बहुस्याम्**" ॥ એટલે કે "હું એક છું તે બહુરૂપે થાઉં:" આમ ઇચ્છા કરવાથી તે ઇશ્વર પોતેજ અનેક (રુપ) રૂપે બન્યા; એટલે

'**अकार**', '**उकार**' ને '**मकार**' એ ત્રણ માત્રા થઇ, તેઓ 'બ્રહ્મા,' 'વિષ્ણુ' અને 'મહેશ્વર' ના સૂચક છે. સંપૂર્ણ ત્રિપુટી એની અંદર છે અને આખી સૃષ્ટિ – આખું જગત્ ત્રિપુટીમય છે. [ "**ત્રિપુટી**" એટલે 'સત્વ', 'રજ' અને 'તમ' એ ત્રણ ગુણ; 'જાગ્રત,' 'સ્વપ્ન' અને 'સુષુપ્તિ' એ ત્રણ **અવસ્થા** અને 'સ્થૂળ', 'સૂક્ષ્મ', અને 'કારણ' એ ત્રણ **સૃષ્ટિ** ( ત્રણ શરીર ) વગેરે...વગેરે. ]

આ ક્રમથી "ॐ" નું સ્વરૂપ બને છે અને "ॐ" ની અંદર સંપૂર્ણ સૃષ્ટિનો સમાવેશ છે. માટે એ "ॐ" જ **સ્વયંબ્રહ્મ** છે, અગર તો બ્રહ્મની મૂર્તિ છે – પ્રતીક છે. શુદ્ધ બ્રહ્મથી લઇ સંપૂર્ણ સૃષ્ટિ – આખું જગત એ સર્વ મળી "ॐ" નું સ્વરૂપ બને છે. માટે :—

> " युञ्जीत प्रणवे चेतः प्रणवो ब्रह्म निर्भयम् ।
> प्रणवे नित्ययुक्तस्य न भयं विद्यते कचित् ॥ " ॥१॥
>
> " प्रणवो ह्यपरं ब्रह्म प्रणवश्च परः स्मृतः ।
> अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥ " ॥२॥

[इति. गौडपाद (माण्डूक्य) कारिका. ॥ श्लो. २५. २६.]

**અર્થ** :— "મનને પ્રણવ – ॐકારને વિષે ગોઠવવું – જોડવું જોઇએ; ( કારણ ) પ્રણવ નિર્ભય બ્રહ્મરૂપ છે. પ્રણવમાં જે નિત્ય જોડાએલો હોય છે, તેને કદી (ક્યાંય) ભય રહેતો નથી." ૧.

" પ્રણવ – ૐકાર અપર બ્રહ્મરૂપે તેમજ પરબ્રહ્મરૂપે છે. આ પ્રણવ અપૂર્વ, અનન્તર, અબાહ્ય, અનપર (જે વિના બીજું કંઈ નથી) તથા અવ્યયરૂપ છે. ૨."

ૐ! ૐ!! ૐ!!!

વળી ૐકાર સ્વરૂપનું મહત્વ તો જુઓ!

" प्रणवं हीश्वरं विद्यात्सर्वस्य हृदि संस्थितम् ।
सर्वव्यापिनमोंकारं मत्वा धीरो न शोचति ॥"
[इति-गौडपाद (माण्डूक्य) कारिका, श्लो. २८.]

અર્થ :- " સર્વના હૃદય વિષે સારી પેઠે રહેલ ઇશ્વરરૂપ આ પ્રણવજ છે એમ જાણવું જોઇએ. અધિકારી આ પ્રણવને સર્વવ્યાપી (આકાશવત્) માનવાથી (કદી) શોચને પામતો નથી."

— ૐ —

## ભૈરવી - ગઝલ.

હમારા દેશ ભારતમાં બધે આ "ૐ" વ્યાપ્યો છે;
જીવન-સાફલ્ય કરવાને હૃદયમાં 'ૐ" સ્થાપ્યો છે—(ટેક)
હમારા ભારતી બંધુ! કરૂં હું પ્રાર્થના આજે;
હૃદયમાં "ૐ" સ્થાપીને પ્રણવ-રસ પ્રેમથી પાજે. ૧
બ્રહ્મા, વિષ્ણુ અને શંકર રહ્યા છે 'ૐ' વાણીમાં;
રહ્યો એ આત્મા રૂપે જગતના સર્વ પ્રાણીમાં. ૨
અરે! હરનીશ જે જપશે, પ્રણવ–રસ પાન તે કરશે;
જગતના બંધનો તોડી પ્રભુ શરણે જઇ ર્‌હેશે. ૩

અરે ! એ ભારતી બાળા ! રહો સૌ 'ૐ'ના ધૂનમાં;
પાગલ ગુરુ પ્રતાપેથી રહે હરનીશ આનંદમાં. ૪

—: ૐ :—

ૐ ! ૐ !! ૐ !!!

**"एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥"**

**[इति कठोपनिषत्-वल्ली २, मंत्र १६.]**

અર્થ :- "જેથી આ ( પ્રણવ ) અક્ષર ( હિરણ્યગર્ભ નામવાળા અપર – કાર્ય – સોપાધિક ) બ્રહ્મ (રૂપ)જ છે, (અને) જેથી આ ( પ્રણવ નામવાળો ) અક્ષર પરબ્રહ્મરૂપજ છે, તેથી આ (પ્રણવરૂપ) અક્ષરને જાણીને ( પર અને અપર – સોપાધિક અને નિરુપાધિક – કાર્ય અને કારણ – સગુણ અને નિર્ગુણ બ્રહ્મવડે ધ્યાન કરતાં ) જે (ઉપાસક) જે ઇચ્છે ( પર અને અપર બ્રહ્મભાવરૂપ ફળોમાં જે ફળ ઇચ્છે ) તેને ( તે ઉપાસકને ) તે ( પર અથવા અપર બ્રહ્મ ) પ્રાપ્ત થાય છે.

[ લેખક. ]



ॐ

[ એક મહાત્માની નોંધપોથી ઉપરથી. ]

# ભકિતનું યથાર્થ સ્વરૂપ તથા સાધન.

અહંકાર ત્યજ, એવી રીતે કે, દષ્ટાંત – કોઇ પણ માણસને યા વસ્તુને હું કંઇ સુધારૂં છું એ ભાન ભુલી, એમજ સમજવું કે "તેઓના પુણ્યેજ યોગ આવ્યા છે; મારે તો કંઇ કર્તવ્ય નથી. I have nothing to do; કર્તા હર્તા શ્રીહરિજ છે;" એમ સમજી **ધર્મથી આવ્યો વ્યવહાર સ્વરૂપમાં રહીને ધર્મથી કરવો.** સ્વરૂપમાં રહીને એટલે કે "ક્ષોભ પામ્યા શિવાય (હૃદયે ધક્કો લાગ્યા શિવાય) રાગ-દ્વેષ રહિત, જે વ્યવહાર કરાય તે." સગુણ ઉપાસક શ્રીહરિની મુર્તિમાં ચિત્ત રાખ્યાથી સ્વરૂપસ્થિતિને અનુભવી શકે છે. મુમુક્ષુએ સ્વરૂપમાંથી ડગવાપણું આવે તે ક્રિયા વગર વિલંબે મુકી દેવી. વ્યવહારનાં ઉગ્રકાર્ય કરવાં પણ અંતઃકરણમાં તાપ કે ક્ષોભ થવા દેવો નહિ. (જેવી રીતે શ્રીરામચંદ્રજી લડયા હતા – રોયા હતા, પણ અંતરમાં કાંઇ નહોતું તેમ). **રાગ-દ્વેષ તથા અતિશ્રમ એ સ્વરૂપમાંથી ભ્રષ્ટ** કરનાર છે. અતિ આચારી, અતિ આયાસી તથા અતિ બોલનાર સ્વરૂપમાં રહી શકતા નથી **દોષને દોષરૂપે વર્ણવવા પણ એ અમુક વ્યકિતને ઉદ્દેશીને નહિ.** મતલબ કે કોઇ પર ટીકા કરવી નહિ. તેમ કરવાથી **ભકિત** તુટે છે. **જે ભકિતમાં દ્વેષ છે તે ભકિત નથી.** **ભક્તિમાન** તો ચર અચર સર્વમાં પોતાના

ઇષ્ટ દેખે છે. જ્યારે સર્વમાં પોતાના ઇષ્ટને દેખે ત્યારે કોના ઉપર રાગ –દ્વેષ કરે? રાગ-દ્વેષ રહિતપણું હોવું તે સ્વરૂપમાં લક્ષ રાખ્યા બરોબર છે. જેમ પોતાની માતાનાં વ્યભિચારાદિ છિદ્ર ઢાંકીએ છીએ (પોતાની માને કોઇ ડાકણ કહેતું નથી), તેમ સમગ્ર સૃષ્ટિ શ્રીહરિ રૂપ છે. માટે બધાનાં છિદ્ર માતાની પેઠે ઢાંકવાં અને સુરતા શ્રીહરિમાં રાખવી. શાન્તિ રાખવી. સર્વ ધર્મનો સાર ચિત્તની સ્થિરતા છે. માટે ગમે તે રસ્તે ત્યાં જાઓ અને સ્વરૂપ અનુભવો. ક્ષોભ મનમાં કોઇ રીતનો થવા દેવો નહિ; અને સામાને ક્ષોભ ઉત્પન્ન કરે તેવું કંઇ આપણા તરફથી થવું જોઇએ નહિ; જેથી સ્વરૂપ લક્ષ રહેશે. સ્વરૂપમાં લક્ષ રાખવાની ઇચ્છા હોય તો પ્રથમ તો કોઇની પણ નિંદા નહિ કરવાનું વ્રત લેવું – જે વ્રત સ્હેજે પળાય તેમ છે. પદાર્થોના ત્યાગની જરૂર નથી, પણ તેમાં રહેલી આસક્તિ અને મોહના ત્યાગની જરૂર છે. મનવાંછિત પદાર્થો પાસે હોય, પણ તેમાંથી જરૂર જેટલુંજ વાપરવું, બાકીનું વાપરવું નહિ તેનું નામ ઉત્તમ વૈરાગ્ય છે. ભક્તિ એટલે રાગદ્વેષનો ધ્વંસ; વૈરાગ્ય એટલે રાગ અભાવ; અને જ્ઞાન એટલે શ્રીહરિના સ્વરૂપમાં લીન થવું, તેજ સાક્ષાત્કાર – બ્રહ્મસ્વરૂપ – સ્વરૂપ-સ્થિતિ. ભક્તિથી વૈરાગ્ય અને જ્ઞાન એની મેળે ઉપજે છે. ભક્તિ શી રીતે કરવી? હરતાં ફરતાં શ્રીહરિનું સ્મરણ કરવું અને શ્રીહરિની મૂર્તિ અંતર શબ્દમાં સુરતા રાખવી. દૃષ્ટિ સામા રાખવી. સમરણ અર્થપૂર્વક એટલે શ્રીહરિ સર્વરૂપ છે એવા ભાવપૂર્વક રાખવું. એ રીતે જ્યાંથી ત્યાંથી

**મનને ખેંચી લાવી શ્રીહરિમાં અર્પવું, જપે હરિરૂપ જોવું, પ્રેમને કેળવવો તથા દેહનું ભાન ભૂલવું, એ ભકિતનાં સાધન છે.** ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

જ્યારે કામ–ક્રોધાદિ શત્રુઓનો સંપૂર્ણ જય થાય, હર્ષ–શોકાદિ ઉર્મી રહિત મન થાય, શરીરનું અભિમાન તદ્દન છુટી જાય, મૃત્યુનો પણ ભય ન રહે, તો રોગાદિનો તો રહેજ શાનો? માથું કાપવા આવે પણ મન ડગે નહિ એવી નિડર દશા આવે, સ્વપ્નમાં પણ કામ વિકાર ન થાય, આ દુષ્ટ છે એવી ફુરણાય ન થાય અને સર્વત્ર આત્મદર્શન થાય તો **મુક્તદશા** પ્રાપ્ત થાય.

" રત લાગી જબ રામસેં, તબ કામ નહીં ઓર બાત;
ચંદ તારા ખીણ ભયા, જબને પ્રગટયા પ્રાત."

**જેમ બને એમ મૌન પાળો :—**

" બહોત સવાદી બાતકે સો સાંઇ સવાદી ન હોય;
સતી સવાદી કંથકી. સો તન ડારત દવ માંય. "

**દુષ્ટોનો સંગ ત્યજો, પણ તેની નિંદા ન કરતા.**

**" જે શત્રુ મિત્ર કરી જાણે રામ,
સાધુ પુરૂષ ત્યાં તેનું નામ. "**

અન્ન–વસ્ત્ર ઇત્યાદિ રહેણી–કહેણીમાં વૈરાગ્ય રાખ. હું કંઇક છું એવું ન ધારતો. દૃઢ વિશ્વાસ રાખ કે તારૂં શ્રેય થશે જ થશે. શાન્તિથી કર્તવ્ય કર. કોઇના ગુરુ – મુખીઆ ન થાઓ. એક આદમીના પણ ગુરુ ન થાઓ. જ્યાં રાગ–દ્વેષ થાય તેની સોબત છોડો. યોગ–ક્ષેમની ચિંતા પરહરો; તેની ચિંતા શ્રીહરિ

કરશે. કોઇને ત્યાં વિના કારણ જવું નહિ. કદી ક્રોધ ન કરવો. શાંતિથી બોલવું. નહિતો ચાલી નીકળવું. શાસ્ત્ર, ગુરુ અને બોધ એ સર્વે અધિકારીને માટે છે,– દુષ્ટો માટે નથી. મિથ્યા દેહને માટે કોઇ જોડે વૈર ન કરવું. હરિ, ગુરુ, સંત કહે તે કરવું. લોક તરફ દૃષ્ટિ ન રાખવી. કોઇ સાથે હા ના ન કરવી. ચિત્તની સમતા કોઇ કારણથી બગાડવી નહિ – તોડવી નહિ. ચિત્ત સ્થિર – શાંત – શુચી – સરલ – સુખરૂપ સદા રહે એજ ઉત્તમ પદ વારંવાર રાખવા યત્ન કરવો. એક ક્ષણ પણ મનની સમતા ન ચુકવી. ખોટાં તહોમત માથે મુકીને લડે, મારીને કાઢી મુકે, તો પણ મન ઉંચું ન થાય અને આ દુષ્ટ છે એવું પણ ફૂરણું ન આવે, શાન્તિથી ચાલ્યા જવાય ત્યારે જાણવું કે હવે હું પૂરો થયો. કોઇ સ્ત્રીથી આંખે આખ મીલાવી વાત ન કરવી. જેમણે તન, મન, પ્રાણ, સરવ મારે હેત લગાવ્યું છે, જેણે પોતાની મમતા બુદ્ધિનો ત્યાગ કર્યો છે, વળી જાગતાં – સુતાં મારા ગુણાનુવાદ ગાતા રહે છે તથા નિરંતર મારા ભજનમાંજ જેની સ્થિતિ છે, માયાધારી જીવો તરફથી જેણે મુખ ફેરવ્યું છે – તેમના તરફ ઉદાસ વૃત્તિથી રહે છે – તે પુરૂષના હૃદયમાં મારો નિવાસ જાણવો.

“દેહ ધરેકા ફલ યહ ભાઇ,
ભજીએ રામ સબ કામ વિહાઇ.”

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# ॥ " સાચી ભક્તિ " ॥

" પ્રેમભાવ એક ચાહિયે, ભેખ અનેક બનાઓ,
ભાવે ગૃહમેં બાસ કરો, ભાવે બનમેં જાઓ. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" વાદ–વિવાદ જો કરે, સો નીવરેકા કામ;
સંત ફુરસદ પાવેં નહીં, સુમરન કરતે રામ. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" એતો ગતિ હૈ અટપટી, ઝટપટ લખે ન કોય;
જો મનકી ખટપટ મીટે, તો ચટપટ દરશન હોય. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" પહોંચાના તબ જાનીયે, હરિસેં લાગે મન;
રાત–દિવસ ન વીસરે, જ્યૂં કરપીકો ધન. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" મનકે હારે હાર હૈ, મનકે જીતે જીત;
મન મીલાવે રામકું, મન હી કરે ફજીત. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" જો પ્રભુ ભવજલ તરનકું, દીયો મનુષ્યતન–નાવ;
મુક્ત કહે ભજ તારહીકો, મત ચૂકે અબ દાવ. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" તુલસી સોહી ચતુરતા, રામ–ચરન લો લીન;
પરધન પરમન હરનકું, વેશ્યા બડી પ્રવીન. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

" ભક્તિ કરે પાતાલમેં, પ્રગટ હોત આકાશ;
તુલસી તીનો લોકમેં, છીપે ન હરિકો દાસ. "
× ૐ ! × ૐ !! × ૐ !!!

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥

ॐ श्रीकृष्णः शरणं मम



॥ ॐ श्री कृष्णाय नमः ॥

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥

પાગલ-પત્રિકા નં૦ ૭

Bodell. "Om" Cottage.
[ 'ઓર' કિનારે. ]
શનિવાર, તા. ૧૩-૧૨-૨૯
( બપોરના )

ॐ
ॐ गुरुः ॐ
ॐ

# ॥ "પ્રણવાનંદ-લહરી" ॥

—+ ॐ +—

" પ્રણવ-ઉપાસના પરહરી, અન્ય ઉપાસે કોય;
હાથે ઘડે સમુદ્રજળ, તરવા ઇચ્છે સોય."

[ ઇતિ-છોટમવાણી. ]

## ॥ मंगलाचरण ॥

" संसारवृक्षमारूढाः पतन्ति नरकार्णवे ।
यस्तानुद्धरते सर्वान् तस्मै श्रीगुरवे नमः ॥ १ ॥
भवारण्यप्रविष्टस्य दिङ्मोहभ्रान्तचेतसः ।
येन सन्दर्शितः पन्थास्तस्मै श्रीगुरवे नमः ॥ २ ॥
तापत्रयाग्नितप्तानामशान्तप्राणिनां मुने ।
गुरुरेव परा गंगा तस्मै श्रीगुरवे नमः ॥ ३ ॥

" यो ब्रह्माणं विदधाति पूर्वं,
यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।

तं ह देवमात्मबुद्धिप्रकाशं,

मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये " ॥ ४ ॥

—+ ૐ +—

" સત્તાથી જે વ્યાપ્ત છે, જેથી થાય પ્રકાશ;
સૂક્ષ્મ વસ્તુથી પાર જે, પરબ્રહ્મ અવિનાશ. ૧.
એવા ઈશ મહેશને, પ્રણમું વારંવાર;
દીન દાસ જાણી સદા, કૃપા કરો વિસ્તાર. " ૨.

= × ૐ × =

## ॥ મુજ લક્ષ્યસ્થાન ॥

### ભૈરવી–ત્રિતાલ.

રહો મુજ લક્ષ્યસ્થાન, મૂર્તિ આપતણી ભગવાન. ટેક.

૧. જેને જોતાં જોતાં ભૂલું, ખાનપાનનું ભાન. (૨)
( ભૂલું પ્રભુ ).–જોતાં મૂર્તિ આપતણી ભગવાન.

૨. દશ્ય સંબંધો / પ્રપંચ લુખા ભાસે. થતાં આપનું ઓળખાણ. (૨)
( પ્યારા પ્રભુ ).–,,

૩. કરજો અણુએ અણુઓ, અખંડ આપનું ગાન. (૨)
( કરજો પ્રેમે ).–,,

૪. મુજ સર્વાંશે આપજ વ્યાપો, એ છે મારૂં નિશાન. (૨)
( સર્વાંશે પ્રભુ ).–,,

૫. આપ ગુણોને સંતત ચિંતને, થઇ રહું હું ગુણવાન. (૨)
( ચિંતને પ્રભુ ).–,

૬. જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં રહો, આપનું અનુસંધાન. (૨)
( રહો પ્રભુ ).–,,

૭. આપ વિષે પ્રભો! સહ શમાવો, સમગ્ર મુજ અભિમાન.(૨)
( શમાવો પ્રભુ ).–,,

—— × ॐ × ——

[ ઉપરના પદમાં સાત કડીઓ ( અંતરાઓ ) જાણે સાત તબક્કા – સાત સીડીઓ – સાત ભૂમિકા – મુજ લક્ષ્યસ્થાન જે પરમાત્મસ્વરૂપ તેમાં પહોંચવા સારૂ છે; અગર તો પ્રભુ-સ્વરૂપનું ધ્યાન કરતાં કરતાં સાત સ્થિતિ ( અવસ્થા ) મનની અથવા જીવની થાય છે. તે એ પ્રમાણે કે :—

૧=અભ્યાસકાળમાં – ધ્યાનાવસ્થામાં ( ધ્યાનની ) સ્થિતિ.

૨=ઓળખાણ એટલે પિછાન ( પરિચય ) અગર પ્રેમ થયા પછી વ્યવહાર દશામાં થતી સ્થિતિ ( સ્વાભાવિક રીતેજ થાય છે. )

૩=પછી તો ગાન એટલે સંગીત ( બસ ગાન તો એનુંજ નામ કે " આવુએ આવુઓ......... " )

૪=બસ પછી તો નીશો અગર નિશાન.

૫=આ સગુણ–ઉપાસના અગર સગુણ–ધ્યાનની સ્થિતિ.

૬=અખંડ નિદિધ્યાસન ( નામનું–" ॐ "નું–" ગુરુ ॐ " નું રટણ : **શિવાનંદજી**ના જીવનમાં પ્રત્યક્ષ ભાળ્યું છે. )

૭=બસ પછી તો કેવટની સ્થિતિ – છેલ્લી સ્થિતિ – અંતિમ સ્થિતિ – **તુર્યાવસ્થા – નિર્વિકલ્પસમાધિઅવસ્થા.**

**પરમ પ્રેમસ્વરૂપ – મ્હારા વ્હાલા આત્મસ્વરૂપ – ભગવદ્ ભક્ત અને રસાનુરાગી............ભાઇ !**

અનેકાનેક શુભાશીર્વાદ સહ સપ્રેમ " ૐ ગુરુઃ ૐ "

વિ. તમારો પત્ર ( કવર ) મળ્યો. તરંગો વાંચ્યા. અતિશય આનંદ થયો. અરે ! ખરેખર પરમાનંદ અનુભવ્યો. અહીં પણ હાલ ઉપર મુજબ લક્ષ્ય ચાલે છે, પ્રણવાનંદ લૂંટાય છે અને તેથી કેટલીક વખત કેટલાક તરંગો આ મનમાં પણ ઉદ્ભવે છે; જેમાંથી એકાદ હું પણ અત્રે ટાંકું છું – દર્શાવું છું :—

**॥ " ૐ 'ના ઉચ્ચાર અને સ્મરણ = ધ્યાન સહ દેહ ત્યાગથી મુક્તિ. ॥**

" ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।

यः प्रयाति त्यजन्देहं स याति परमांगतिम् ॥ "

[ ઇતિ–ભ. ગીતા. અ. ૮. શ્લો. ૧૩. ]

અહીં ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને એમ બતાવ્યું કે, " ' ૐ ' આ એકાક્ષર બ્રહ્મનો ઉચ્ચાર કરતાં કરતાં અર્થાત્ " ૐ "..." ૐ "..." ઓ...મ્ "..." ગુરુ ૐ "..." ગુરુ ૐ " " ગુરુ ૐ "..." ઓ...મ્ " એવી રીતે જપ વા ઉચ્ચાર કરતાં કરતાં અને ( च અધ્યાહાર છે–" **माम् अनुस्मरन् च** " ) મારૂં ધ્યાન કરતાં કરતાં જે ( અધિકારી ) શરીર છોડીને પ્રયાણ કરે છે, તે પરમ ગતિને ( મોક્ષને ) પામે છે." આ શ્લોક ઉપરથી વિચાર એમ થાય છે કે તમામ ગીતાની અંદર શ્રીભગવાને અર્જુનને સારી પેઠે ઉપદેશ કર્યો છે અને કલ્યાણનો માર્ગ

બતાવ્યો વા દેખાડયો છે અને તેમ કરતાં પોતાનું સગુણ તથા નિર્ગુણ સ્વરૂપ પણ બતાવ્યું છે – અનેક પ્રકારે વર્ણન કર્યું છે. વધુમાં ૧૧ મા અધ્યાયમાં પોતાનું વિશ્વરૂપ દેખાડયું : એટલુંજ નહિ પણ અધિકાર પરત્વે કહીં પોતાના સગુણ સ્વરૂપની શ્રેષ્ઠતા – વળી કહીં વા પોતાના નિર્ગુણ સ્વરૂપની શ્રેષ્ઠતા બતાવી છે. જેમકે સમગ્ર ૧૨ મા અધ્યાયમાં પોતાના સગુણ સ્વરૂપનીજ શ્રેષ્ઠતા બતાવી. અને વળી "**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः । परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥**" (અ. ૭, શ્લો. ૨૪) "**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः। मूढोऽयं नाभिजानाति लोकोमामजमव्ययम् ॥**" (અ. ૭. શ્લો. ૨૫) "**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥**" (અ. ૯. શ્લો. ૧૧. વગેરે ઠેકાણે આમ પોતાના નિર્ગુણસ્વરૂપનીજ શ્રેષ્ઠતાનો ધ્વનિ કીધો : અરે ! બલ્કે નિર્ગુણસ્વરૂપને ન જાણનારની ખૂબ નિંદા કીધી – ગાળ દીધી. મતલબ કે ગીતામાં ઠેક ઠેકાણે ( અધિકાર પરત્વે ) પોતાના સ્વરૂપનું ( સગુણ–નિર્ગુણ ભેદથી ) જુદું જુદું વર્ણન છે.

## ॥ "ૐ" નામ, તેના નામી શ્રીકૃષ્ણ; તેની સાબીતી ॥

પણ પોતાના નામ બાબત કયાંય – અરે ! તમામ ગીતામાં કેયે પણ પોતાનું બીજું નામ ના કહ્યું. પોતે જે સ્વરૂપથી અર્જુનને ઉપદેશ કરતા હતા તે સ્વરૂપનું સાક્ષાત્ નામ તો "કૃષ્ણ"જ હતું ને ? પરંતુ તેમ છતાંય કહીં પણ – તમામ

ગીતાની અંદર કહીંયે તમે દેખાડી શકશો કે ભગવાને પોતાના "કૃષ્ણ" નામનો ઉપદેશ કીધો છે ? – પોતાનું "કૃષ્ણ" નામ લીધું છે ? (જ્યારે સાક્ષાત નામ "કૃષ્ણ" જ ન મળે, ત્યારે બીજા નામની તો વાતજ શી !) બસ માત્ર એક "ૐ" જ બતાવ્યું છે – "ૐ" નોજ ઉપદેશ કીધો છે. તેથીજ માલુમ થાય છે – અરે ! નિઃસંદેહ ખાત્રી થાય છે કે, "મ્હારા ઇષ્ટ પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રનું નામ – મૂળ નામ – અસલ નામ, અરે ! મ્હારા નાથનેજ ઇષ્ટ નામ – એમનું પોતાનું નામ તો "ૐ" જ છે." પોતે પોતાના પરમ ભક્ત અર્જુનને એજ બોધ આપ્યો છે.

## ॥ ગીતા-શ્રોતા અર્જુન તેમજ આપણ સર્વ ॥

અને જેમ અર્જુનને બોધ આપ્યો, તેમજ મ્હને પણ, અરે ! ગીતાવડે તમામ જગતને પણ બોધ કર્યો છે – ઉપદેશ આપ્યો છે. વક્તા યજમાન અગર શ્રોતા તો એકજ નિમિત્ત માત્ર કરે અને તેને પોતાના સન્મુખ બેસાડે પણ ખરો, પરંતુ વક્તાનું લક્ષ્ય ને તેમની ઇચ્છા તો એમજ હોયને કે 'મ્હારા ઉપદેશ બધાય ગ્રહણ કરે – બધાય લાભ લે વગેરે વગેરે......' વસિષ્ઠ મહારાજે ભગવાન રામચંદ્રને મુખ્ય યજમાન – મુખ્ય શ્રોતા બનાવ્યા ખરા, પણ તેમના ઉપદેશ (યોગવાશિષ્ઠ મહારામાયણ) નો લાભ તો બધાય – ઘણાય ઋષિ-મુનિઓએ – ઘણાય રાજા લોકોએ લીધો હતો ને ! મહામુનિ શુકદેવજીએ એક પરીક્ષિતનેજ ઉદ્દેશીને શ્રીમદ્ ભાગવતનું કીર્તન કર્યું, પણ તેનો લાભ બીજા બધાય – (આખું જગત) – તમામ

લોકોએ ઉઠાવ્યો ને ? તેવીજ રીતે અહીં પણ ગીતામાં ભલેને ફક્ત અર્જુનનેજ ભગવાને ઉપદેશ કર્યો હોય, તોપણ આપણે બધાય શ્રીમદ્ ભગવદ્‌ગીતાના શ્રોતા છઇએ, એટલે આપણે પણ તેનો લાભ ઉઠાવવો જોઇએ – ભગવાનના કથેલા ઉપદેશ વર્તનમાં – કૃતિમાં મુકવા જોઇએ – શ્રીકૃષ્ણે બતાવ્યા ( "ओमित्येकाक्षरं ब्रह्म..." ) પ્રમાણે આપણે વર્તવું જોઇએ. કારણકે જો તેમ નહિ કરીશું તો તેમના ગુન્હેગાર પણ ઠરીશું – થઇશું : કારણ કે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું એમ કહેવાય.

## રાગ – ઝીંઝોટી.

લાગ હરિ દે સરખો, પણ લે લાભ તેજ સદ્‌ભાગીરે;
પુંઠે દીલ દાઝે છે, જે તક ચૂકે છે દુરભાગીરે. લાગ૦

## ॥ શ્રીકૃષ્ણ–સાંનિધ્યતા ॥

અત્યારે તો મ્હને એ ચિતાર તાદશ થાય છે કે જાણે ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને જેમ ઉપદેશ કરતા હતા, તેવીજ રીતે મ્હને પણ મ્હારા સમક્ષ – મ્હારી આગળ ઉભા રહી, હસતે મોઢે, ગંભીર ભાવે, જ્ઞાન–મુદ્રા સાથે, ગીતાના ઉપદેશ કરી રહ્યા છે અને આજ શ્લોક ( "ओमित्येकाक्षरं ब्रह्म..." ) સમજાવી રહ્યા છે ! ઓહો ! મ્હારા નાથ – મ્હારા પ્રભુ – મ્હારા સ્વામી – મ્હારા ઇષ્ટ – મ્હારા પરમ ગુરુ શ્રીકૃષ્ણ સારી પેઠે મ્હને સમજાવે છે ! ! માટે મ્હારા મન સાથે દૃઢ સંકલ્પ બાંધુ છું કે કદી પણ તેમની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરૂં. બસ "ॐ" ... "ॐ"..."ॐ"..."ॐ"..."ઓ...મ્"........

॥ મોક્ષપ્રદ "ॐ" = શ્રીકૃષ્ણ ॥

ખેર, ચાલો, હવે મુદ્દા પર આવીએ:- ("**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्**"...) "ઓ...મ્......ઓ......મ્ ...ઓ......મ્" આમ ઉચ્ચાર કરતાં અને તેની સાથે સાથે "**माम् अनुस्मरन्**" એટલે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "મ્હારા સ્વરૂપનું ધ્યાન કરતાં" મતલબ કે ભગવાને જેમ બતાવ્યું છે તેમ તેમના સગુણ-નિર્ગુણ સ્વરૂપનું (અધિકાર પરત્વે) ધ્યાન કરતાં: અરે! આ બધું (માથાકુટ) જવા દોને! સગુણ-નિર્ગુણ સ્વરૂપ આપણે સમજીએ વા ન સમજીએ, (મ્હારા પોતાના મનનો ભાવ વા તરંગ કહું છું), કેમકે એટલી બુદ્ધિ આપણામાં નથી, માટે વધુ વિચાર કરી શકશું નહીં, પણ એટલું તો સમજી શકીએ કે ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર જે મનુષ્યશરીરધારી બાળકૃષ્ણછબી, સન્મુખ ઉભા રહી અર્જુનને બોધ કરે છે - સમજાવે છે અને કહે છે "**माम् अनुस्मर**" "મ્હારૂં ધ્યાન કર," તો ભલા તેજ કેમ ભગવાનનું સ્વરૂપ ન હોય ? અરે! વાહ! વાહ!! ખરી મઝા! વડી મઝા!! ખરૂંજ તો વળી! તે સ્વરૂપજ ભગવાનનું પ્રત્યક્ષ સ્વરૂપ. જેને અર્જુન પ્રત્યક્ષ જોયા કરે છે: તો પછી એવા પ્રત્યક્ષ સ્વરૂપને મૂકીને - તરછોડીને બીજા કયા અપ્રત્યક્ષ સ્વરૂપને વળગવા જઇએ ? માટે એજ સ્વરૂપનું - એજ બાળકૃષ્ણ છબીનું ધ્યાન કરતાં કરતાં "**यः प्रयाति त्यजन्देहं स याति परमांगतिम्**"

× × × ×

## ॥ સાકારબ્રહ્મ–ધ્યાન–મહત્વ ॥

અરે ભાઇ! મધુસૂદન સ્વામી જેવા મહાન્ વિદ્વાન, સગુણ–નિર્ગુણ સ્વરૂપને સારી પેઠે સમજનારા, તેઓએ પણ જ્યારે બાળકૃષ્ણજીનુંજ ધ્યાન ધર્યું અને કહ્યું કે “ **वंशीविभूषित-कराञ्चवनीरदाभात्........................... कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने**” (**પાગલ–પસંદગી,** પાન ૪ માં જુઓ ) અહાહાહા ! ! ! “ મોરલીધર – બંસીધર.........એવા બાળકૃષ્ણજી સિવાય - તેનાથી ભિન્ન બીજું કાંઇપણ તત્ત્વ ( બ્રહ્મતત્ત્વ – નિર્ગુણતત્ત્વ ) હું જાણતો નથી, ” તો પછી આપણા જેવાની વાતજ શી ? અરે ! આપણા જેવાનો હિસાબ શો ? ?

## ॥ “ ॐ ”–ધ્યાન–ભાવના–સ્વરૂપ ॥

માટે બસ એમજ જોઇએ કે “ ॐ ” નો ઉચ્ચાર **કરતાની સાથે બાળકૃષ્ણની મૂર્તિ - બાળકૃષ્ણની છબી આપણી નજર આગળ તરી આવે;** અથવા હૃદયમાં સ્ફુરી આવે અને તેનું ધ્યાન થાય. જો એમ થાય તો પતંજલિ મુનિનો યોગ–સૂત્ર પણ બરાબર ભજવાય – અમલ થાય:— “ **तज्जपस्तदर्थभावनम्** ” – [ અહીં પણ ‘च’ છેવટે અધ્યાહાર છે. ] [ સમાધિપાદ સૂ. ૨૮. ] “ ‘ॐ’ (પ્રણવ ) નો જપ અને તેના અર્થની ( લક્ષ્યાર્થની ) ભાવના ” એટલે “ ॐ ” નો અર્થ ( લક્ષ્યાર્થ ) જે સચ્ચિદાનંદ બ્રહ્મ અને કલેશ, કર્મ, વિપાક અને આશયથી અપરામૃષ્ટ એવા પુરૂષ વિશેષ ઇશ્વર અને જેમાં

નિરતિશય સર્વજ્ઞબીજ છે અર્થાત્ જે અબાધીત સર્વજ્ઞ છે—જેની સર્વજ્ઞતાનો નાશ કદી પણ થતો નથી ( '**યુક્તયોગી**' છે, '**યુંજાનયોગી**' નહિ ) અને જે પૂર્વના ( આદ્યગુરુ ) [ નારાયણ ] બ્રહ્માદિકના પણ ગુરુ છે અને જે કાળથી એટલે પ્રલયકાળથી ( મહાપ્રલયમાં પણ ) અવચ્છેદને પામતા નથી એવા જે છે **મ્હારા બાળકૃષ્ણછબી,** તેની ભાવના કરવી એટલે તેનું ધ્યાન કરવું. બસ "'ૐ' નો **જપ** અને એવો જે ( ઉપર મુજબ ) અર્થ ( લક્ષ્યાર્થ ) તેનું **ધ્યાન**" એજ પતંજલિ મુનિનો યોગ-સૂત્ર અને **પરમાનંદનું "પ્રણવાનંદ-લહરી"- નાટક.**

## ॥ "गुरुः ॐ"-રટણ-ધ્યાન-મહત્વ તથા વિધિ ॥

પણ તે નાટક બરોબર ભજવવું ને ભજવાવવું એતો ગુરુમહારાજની કૃપા ઉપર આધાર રાખે છે. "**गुरु-कृपा हि केवलम्**" તે માટેજ આપણે "**गुरुः ॐ**" મંત્રનો જપ કરવાનો છે અને કરીએ છીએ પણ ખરા. એમ કરવાથી, એમા શો ફાયદો ને લાભ છે, તે અમે બરોબર શોધી કાઢ્યું છે. તે એજ કે :—"**गुरुः ॐ**" મંત્રનો ઉચ્ચાર થતાંજ "**गुरु**" શબ્દથી તેનો લક્ષ્યાર્થ **શ્રીસદ્‌ગુરૂદેવની મૂર્તિ** અને "**ॐ**" શબ્દથી તેનો લક્ષ્યાર્થ ( ઉપર બતાવ્યા મુજબ ) **શ્રીબાળકૃષ્ણની છબી** ( મૂર્તિ ) એ બે બન્ને બાજુ રહી અને વળી "**ॐ**" પોતે વચમાં રહી અગર "**गुरुः ॐ**" એ વાચ્યાર્થ ( શબ્દ ) વચમાં રહી બહુ મઝા – બહુ મજેદારી આપે છે — સરસ દીપાવે છે. આ ત્રિપુટી અભિન્નભાવે વિરાજે છે, બસ

બહુજ મઝા ! બહુજ મઝા !! બહુજ મઝા !!! ૐ ! ૐ !! ૐ !!! "ગુરુઃ ૐ" ! ગુરુઃ ૐ" !! ગુરુઃ ૐ" !!!

**॥ હિમાલય–"રામગુફા"ને બોડેલી–"ૐ કૉટેજ" –સરખામણી ॥**

આ પ્રમાણે અહીં પ્રણવાનંદના તરંગો ચાલે છે. નદીને કાંઠો છે. ઝૂંપડીમાં બેઠા બેઠા નદીનાં દર્શન થાય છે. સ્થળ અતિ રમણીય છે. દશ્ય મનોરંજક અને ચિત્તાકર્ષક છે. પર્ણકુટીકા સુંદર અને વળી નમુનેદાર બની છે. નામ પાડયું છે "'ૐ' કૉટેજ". ત્યહીં "**રામ બાદશાહ**" (**સ્વામી રામતીર્થ**) ને અહીં "**પાગલ રાજા**". ત્યહીં હીમાચલ અને અહીં વિંધ્યાચલ. ત્યાં પહાડી અને અહીં બીલ. ત્યાં 'ગંગા' નદી અને અહીં 'ઓર' નદી. "**પ્રણવાનંદ**" ત્યાંય ખરો ને અહિંયે ખરો.

**॥ વેદ અઘરા, જ્યારે ગીતા–સાદુ જ્ઞાન–ઉત્કૃષ્ટતા ॥**

ભાઇ રે ! વેદાંતના વિષયો, વેદાંતની પ્રક્રિયાઓ સમજવા માટે ઘણાકને અઘરાં થઇ પડે છે – બધાય કાંઇ લાયક કે અધિકારી થઇ શકતા નથી. પરંતુ આવું સાદું જ્ઞાન ગીતાનું, તે સમજવા માટે બધાય લાયક છે – બધાને અધિકાર છે. મ્હને તો ગીતા ઉપર, ગીતાના વાક્યો ઉપર અને ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર ઉપર પૂર્ણ વિશ્વાસ – પૂર્ણ શ્રદ્ધા છે : એટલે હું તો ગાઇશજ કે :–

" गीता सुगीता कर्तव्या,
किमन्यैः शास्त्रविस्तरैः । "

× × × ×

ભગવાન વેદવ્યાસજી કહે છે કે, "**मया कृता गीता**" એટલે "મેં ગીતા કીધી", પરંતુ "**त्वया सुगीता कर्तव्या**" –"તમે એનું સારી પેઠે ગાયન કરો"; "પછી અન્ય શાસ્ત્ર વિસ્તારથી – ઘણા શાસ્ત્રથી શું?" અર્થાત્ એક ગીતાનોજ સારી રીતે અભ્યાસ કીધેલો હોય તો બીજા વધુ શાસ્ત્રની કાંઇ જરૂર નથી.

## ॥ લેખકની ગીતાગાન–મસ્તિ ॥

મ્હને તો એમ થાય છે કે, હવે હું પગમાં બાંધું ઘૂંઘરૂ ને હાથમાં લઉં એકતારો. પછી બરાબર રાગ–સૂરની મિલાવટ કરી, તાલ આપતાં ને નાચતાં, આલાપ–તાન સાથે ખૂબ લલકારું ગીતા – ગીતાના શ્લોકો; તેમાંય વળી આજ શ્લોક :–

" ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।

यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ "

અને તેમાંય પણ પ્રથમ અક્ષર "ॐ" – પછી તો ગુરુ ॐ...ॐ...ॐ...ॐ; ગુરુ ॐ...ॐ...ॐ...ॐ.........

## ॥ મુક્તિ–સાધન હઠયોગ કે અહર્નિશ અનન્ય હરિચિંતન? (શંકા–સમાધાન) ॥

ઉપરના શ્લોક (**ओमित्ये...**) વિષે કદાચ એમ શંકા થશે કે (૧) "આ શ્લોક તો હઠયોગીઓને માટે છે, કારણ કે ઉપર પ્રસંગ વા સંબંધ એવોજ છે કે, ખાસ હઠયોગીઓને

માટેજ છેઃ એમ એનાં ઉપરના શ્લોકો (ગીતા અ. ૮. શ્લો. ૧૦, ૧૧ અને ૧૨) માં સ્પષ્ટ જણાય છે. (૨) વળી આ પ્રયોગ વા ક્રિયા તો મરણ વખતેજ કરવાની છે – તે વખતને માટેજ ભગવાને બતાવ્યું છે. કારણ કે ઉપરના (૧૦, ૧૧, ૧૨, શ્લોક અને ખુદ આજ ("ओमित्येकाक्षरं......यः प्रयाति त्यजन्देहं......") શ્લોક વિચારતાં એમજ છે : એમ સ્પષ્ટ જણાય છે."

આ બે શંકાનું સમાધાન અને વળી એના સમૂળ નાશ માટે એના પછીનાજ શ્લોક (૧૪) માં પરમદયાળુ – ભક્તવત્સલ – અંતર્યામી ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પોતેજ બતાવેછે કે :—

"अनन्यचेताः सततं यो मां स्मरतिनित्यशः ।

तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥"

[ ગીતા અ. ૮. શ્લોક ૧૪ ].

ઉપરના ૧૦ અને ૧૨ મા શ્લોક વિચારતાં એમજ સ્પષ્ટ જણાય છે કે, પ્રાણાયામસિદ્ધ જે હઠયોગી, તેનેજ આ (મોક્ષ) ગતિ પ્રાપ્ય છે, બીજાને નહિ; તેથી અર્જુન મનમાં ગુંચવાયો અને વિચાર કરવા માંડયો કે, "ત્યારે તો હઠયોગ (પ્રાણાયામ)નો બરાબર અભ્યાસ કરવો જોઇએ. તે સિવાય પરમ ગતિ (મુક્તિ) મળવાની નથી." આમ અર્જુન મનની અંદર વિચાર કરે છે, એટલામાં પરમ યોગીશ્વર — અંતર્યામી શ્રીકૃષ્ણે એકાએક પોકાર્યું કે :— 'अनन्यचेताः सततं यो मां.....................नित्ययुक्तस्य योगिनः ॥'

બસ આ શ્લોકમાં ભગવાને યોગીની વ્યાખ્યા બતાવી કે "**नित्ययुक्तस्य योगिनः**" અર્થાત્ "**नित्ययुक्तः योगी**"- યોગી કોણ ? બસ "**જે હંમેશાં ભગવાનમાં જોડાયેલો રહે તેજ 'યોગી'**" એમ '**नित्ययुक्त**' આ વિશેષણ પદ '**योगी**'ને લગાડી શ્રીભગવાને યોગીનાં લક્ષણ અગર તેની વ્યાખ્યા કરી. આથી સાબીત થાય છે કે, આસન-પ્રાણાયામ કરનાર એકલા હઠયોગીજ પરમ ગતિ (મોક્ષ) મેળવશે અને બીજા- રાજયોગી ન મેળવે! એમ નહિ; પરંતુ રાજયોગી પણ પરમ ગતિ - મોક્ષ મેળવી શકશે. તેને માટે "**नित्ययुक्तस्य योगिनः**" એમ ભગવાને કહ્યું. વળી બીજે ઠેકાણે પણ (ગીતામાંજ) ભગવાને કહ્યું છે કે :—

"यत्सांख्यैः प्राप्यते स्थानं, तद्योगैरपि गम्यते ।"

("જે સ્થાન સાંખ્યવાળાને મળે છે તે યોગીને પણ મળે છે.") કારણકે "**एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम्**" ("એકમાં પણ સારી રીતે આરૂઢ થએલો (પુરૂષ) બંનેનાં ફળને મેળવે છે.") માટે "**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ।**" ("સાંખ્ય તથા યોગ એક (જ) છે, એમ જે જુએ છે તે (જ) (ખરો) જોનારો છે.")

[ ગીતા અ. ૫. શ્લો. ૪ અને ૫. ]

પતંજલિ મુનિએ પણ તેમના યોગસૂત્રના સમાધિપાદમાં તથા સાધનપાદમાં સમાધિ પ્રાપ્ત કરવા માટે ઘણાં સાધનો (હઠયોગાદિ) બતાવ્યાં, તેમ છતાં "**ईश्वरप्रणि-**

**धानाद्वा**" અને "**समाधि सिद्धिरीश्वरप्रणिधानात्**" [ યો. સૂ. સ. પા. સૂ—૨૩ અને સા. પા. સૂ. ૪૫. ] કહી "**ઈશ્વરની ભક્તિ વડે પણ તે સમાધિ સ્હેજે પ્રાપ્ત થઇ શકે છે.**" એમ સમર્થન કર્યું. આથી પણ એમજ સિદ્ધ થાય છે કે હઠયોગીની પેઠે રાજયોગી – ભક્તને પણ પરમગતિ – મોક્ષ મળે છે. તેમ છતાં ભગવાનને તો સર્વથી ( હઠયોગાદિથી ) પ્રિય રાજયોગ – ભક્તિજ છે; એ બાબતમાં ગીતામાં ઠેકઠેકાણે સારી પેઠે સચોટ ભગવાને સ્વમુખે વર્ણવ્યું છે. વળી ગીતાના છઠ્ઠા અધ્યાયમાં યોગનું વર્ણન કરતાં ૪૬ મા શ્લોકમાં એમ કહ્યું છે કે :—

"तपस्विभ्योऽधिको योगी....तस्माद्योगी भवार्जुन ॥"

એટલે "તપસ્વી, જ્ઞાની ( શાસ્ત્રજ્ઞાની અગર પરોક્ષજ્ઞાની ) અને કર્મીઓથી યોગી શ્રેષ્ઠ છે; માટે હે અર્જુન ! તું યોગી થા." અહીં પણ આમ સાંભળી અર્જુને શ્રીભગવાન હઠયોગીનીજ વાત કરે છે, હઠયોગીનીજ પ્રસંશા કરે છે અને તેની શ્રેષ્ઠતા બતાવે છેઃ એમ જાણ્યું : એટલે ભક્તવત્સલ ભગવાન ભક્તના ( અર્જુનના ) હૃદયના વિચાર જાણી ગયા અને તેથી અર્જુન – મ્હારા ભક્ત એમ ઉંધું ન સમજે અને હઠયોગી ન બની જાય એ આશયથી એકદમ – એકાએક – અર્જુન કાંઇ પણ પૂછે ત્યારબાદ આપણે કહીશું – ખુલાસો કરીશું :—એમ વાટ ન જોતાં પોતેજ —

" योगीनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ "

" ( સઘળા યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન યોગી મારામાં અર્પણ કરેલા અંતઃકરણ વડે મને ભજે છે, તે સારી રીતે જોડાયલો છે, એટલે કે યોગીઓમાં સર્વોત્તમ છે, એવો મારો મત છે. ) " [ ગીતા અ. ૬, શ્લો. ૪૭. ] – એમ કહ્યું. '

આજ પ્રમાણે અહીં પણ જે શંકા ઉદ્ભવી છે તેના સમાધાન માટે " **अनन्यचेताः सततं यो मां स्मरति......** .........આ શ્લોક છે અને તે પણ અર્જુનના મનોભાવ સમજીનેજ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે એકાએક કહી નાખ્યું છે.

માટે જે ઉપરના ૧૦ અને ૧૨ મા શ્લોકમાં બતાવ્યા મુજબ હઠયોગીની પદ્ધતિએ પ્રાણાયામાદિ વડે યોગધારણા કરી " ૐ " ( " ઓ......મ........." આ રીતે ) આ એકાક્ષર બ્રહ્મનો ઉચ્ચાર કરતાં અને ( તેની સાથે સાથે ) ભગવત્સ્વરૂપ ( સગુણ-નિર્ગુણ ) નું સ્મરણ–ધ્યાન કરતાં કરતાં શરીર છોડીને પ્રયાણ કરે, તે પરમગતિ ( મોક્ષ )ને પામે; અગર જે ૧૪ મા શ્લોકમાં ( **अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः । तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥** ) બતાવ્યા મુજબ રાજયોગની પદ્ધતિએ ફક્ત શ્રદ્ધા અને ભક્તિ – પ્રેમ વડે અનન્યચિત્ત થઈ હંમેશાં – અહર્નિશ એક સ્મરણ રૂપ સાધન કરતાં અર્થાત્ " ૐ...ૐ...ૐ...ૐ " " ગુરુ ૐ ......ગુરુ ૐ......ગુરુ ૐ......ગુરુ ૐ...... આમ અખંડ

કરતાં – એક પ્રણવના સ્મરણનેજ વળગી રહેતાં ( હંમેશના સ્મરણનાજ પ્રભાવે ) પ્રયાણકાળે – મરણકાળે "ૐ" ( "ઓ... મ..." આ રીતે ) આ એકાક્ષર બ્રહ્મનો ઉચ્ચાર કરતાં અને ( તેની સાથે સાથે – તત્પશ્ચાત્ ) ભગવત્ સ્વરૂપ (સગુણ – નિર્ગુણ અગર **બાળકૃષ્ણછબી** )નું ધ્યાન ધરતાં ધરતાં શરીર છોડીને પ્રયાણ કરે, તે પરમગતિ ( મોક્ષ ) ને પામે.

આપણા **શિવાનંદ**નું પ્રયાણ – મરણ પ્રત્યક્ષ ભાળ્યું છે, તેને ક્યાં હઠયોગનું જ્ઞાન હતું ? ક્યાં તેણે હઠયોગનો અભ્યાસ કીધો હતો ? તેમ છતાંય ઉપર બતાવ્યા મુજબ રાજયોગનીજ પદ્ધતીએ " ૐ "ના ઉચ્ચાર – " ૐ " ના ટંકાર કરતાં શરીર છોડયું અને ( તેથીજ ) પરમગતિ – મોક્ષને પામ્યો. શિવાનંદની પાસે સાધન શું હતું ? બસ એકજ સ્મરણ.

માટે–ચાલો ! ત્યારે આપણે પણ થોડું સ્મરણ કરી લઇએ – થોડી ધૂન મચાવી લઇએ !! :—

## ॥ ૐ ની ધૂન ॥

### ભૈરવી–એકતાલ.

ૐ બોલો, ૐ બોલો, ૐ બોલો ભાઇ, (૨)
ૐ બોલો ભાઇ, ૐ બોલો ભાઈ; (૨)
ૐ બોલો, ૐ બોલો, ૐ બોલો ભાઇ. (૨)
હરિ ૐ, હરિ ૐ, હરિ ૐ, હરિ ૐ. (૪)
ગુરુ ૐ, ગુરુ ૐ, ગુરુ ૐ, ગુરુ ૐ (૪)

**ૐ–ૐ–ૐ–ૐ, ૐ–ૐ–ૐ–ૐ.** (સર્વ સાથે, અનેકવાર)*
ૐકાર વિના મુમુક્ષુ જનોકા, અન્ય કછુ ગતિ નાહિ.–ૐ બોલો૦
ધ્રુવને બોલ્યા પ્રહ્લાદને બોલ્યા, જન્મ મરણ ગમાઈ.– „
જે કોઈ બોલે ૐ વાણી, **પરમાનંદ** સમાઈ– „
( પ્રથમની છ લીટીનું પુનરાવર્તન. )

હવે રહી બીજી શંકા : તે એ કે " આ પ્રયોગ વા ક્રિયા તો મરણ વખતેજ કરવાની છે – તે વખતને માટેજ ભગવાને બતાવ્યું છે કારણ કે ઉપરના ૧૦ મા શ્લોકમાં "**प्रयाणकाले**" આમ ઉપક્રમ કરી ૧૩ મા શ્લોકમાં "**यः प्रयाति त्यजन्देहं**" આમ ઉપસંહાર કરે છે. તેથી સ્પષ્ટ જણાય છે કે આ તો મરણ કાળનીજ ક્રિયા – મરણ વખતનોજ પ્રયોગ."

આ શંકાનું પણ સમાધાન એજ શ્લોકમાં રહેલું છે અને તે એ કે :—

" **अनन्यचेताः सततं यो मां स्मरतिनित्यशः।**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः॥** "

ભાવ આનો એ છે કે, હરહંમેશ જો સ્મરણ ચાલુ હોય તોજ અંત–કાળમાં–મરણ વખતે મ્હોડામાંથી " ૐ " નીકળે. માટેજ શ્રીભગવાને કહ્યું કે " હે પાર્થ ! **જે અનન્યચિત્ત હોઈ**

---

*અનેક વાર, શ્વાસ થાકે ત્યાં સુધી બોલ્યા પછી, ઓછામાં ઓછી બે ત્રણ મીનીટ, નેત્ર મીંચીને, મૌન રાખી સ્વસ્થ બેસવું; તેથી અભ્યાસ એટલે શું તે સમજાશે; તેમજ ખરા દીલથી ધૂન લાગેલી કે કેમ તેનો તોલ થઇ શકશે.

**હરહંમેશ નિયમથી મ્હારૂં સ્મરણ કરે છે એવા નિત્ય-યુક્ત યોગીને હું ( મરણકાળમાં ) સુલભ છું. "**

વળી આજ અધ્યાયમાં ભગવાન આગળ કહી ગયા છે કે – જે અંતકાળે મ્હારૂંજ સ્મરણ કરતાં શરીર છોડીને જાય છે, તે મ્હારા સ્વરૂપને પામે છે, એમાં સંદેહ છે નહિં. [ શ્લોક–૫. ] જે જે ભાવનું ( વસ્તુનું – વિષયનું ) [ અર્થાત્ કોઇ પણ ભાવનું ] સ્મરણ કરતાં અંતકાળમાં શરીર છોડે છે, હે કૌંતેય ! તે (પુરુષ) હંમેશાં તદ્‌ભાવભાવિત હોવાથી – તે ભાવમાં લાગેલો હોવાથી – તે તે ભાવનેજ પામે છે. (સાર – અંતે મતિ, તેવી ગતિ.) [શ્લોક–૬.] તેટલા માટે ( સુતાં – બેસતાં – ઉઠતાં – ચાલતાં વિગેરે ) સઘળે વખતે મ્હારૂં સ્મરણ કર અને લડાઇ કર; મન–બુદ્ધિ મને અર્પણ કરવાથી – મ્હારા વિષે રાખ્યાથી, નિઃસંદેહ તું મ્હનેજ પામીશ. [ શ્લોક–૭. ] મતલબકે મરણ સમયમાં મ્હારૂં સ્મરણ – ચિંતવન થઇ રહે તેનું સાધન " **હરહંમેશ** મ્હારૂં **સ્મરણ** કરવું " એજ છે.

માટે આપણે પણ ચાલો ! ખુબ સ્મરણ કરીએ :—

ગુરુ ૐ...ૐ...ૐ...ૐ... ... ... ...

આ પ્રકારે અહીં પ્રણવાનંદ **પરમાનંદ**માં અથડાય છે. તેથી લહરીઓ ઉઠે છે અને તે " **પ્રણવાનંદ–લહરી** " ના નામથી પ્રગટ થાય છે. **तथास्तु. शिवमिति.**

॥ ૐ **गुरुः** ૐ ॥ લી. તમારો = સ્નેહાધીન સદાનો–

**પા. પરમાનન્દ.**

## — રાસડો —

( લય–" મુને ભૂલી ગયો છે મારો છેલડો જો "... )

મુને લાગી છે લગ્ની " **ગુરુ ૐ** " ની જો :
ખોટી ખોટી, હાં...હાં...રે ખોટી ખોટી – સંસારડાની પ્રીત –
ગુરુરાજ ! – લાગી છે૦ ૧.

**ગુરુ !** તમને મૂકીને બીજું કંઇ ન ગમે જો :
લુખ્ખી લુખ્ખા, હાં...હાં...રે લુખ્ખી લુખ્ખી – છે જગત તણી મીત –
ગુરુરાજ ! – લાગી છે૦ ૨.

મુને કામ ન કંઇ સૂઝે ઘરબારનું જો :
અહોનિશી, હાં...હાં...રે અહોનિશી – હું ગાઉં તારૂં ગીત –
ગુરુરાજ ! – લાગી છે૦ ૩.

ગાતાં ગાતાં તે ગીતડામાં લ્હેરે લાગી જો :
**બ્રહ્મનાદે,** હાં...હાં...રે બ્રહ્મનાદે – તલ્લીન થયું ચીત્ત –
ગુરુરાજ ! – લાગી છે૦ ૪.

હવે લાગી રહી પ્રીતતણી **ભાવસમાધિ** જો :
ભાવે **નાચું,** હાં...હાં...રે ભાવે નાચું – **કનૈયાકેરી** સાથ –
ગુરુરાજ ! – લાગી છે૦ ૫.

હું તો **પાગલ** બન્યો છું " **ગુરુ ૐ** " માં જો :
બોલો બોલો, હાં...હાં...રે બોલો બોલો – **"સદ્‌ગુરુદેવકી જય"** –
ગુરુરાજ ! – લાગી છે૦ ૬.

— × × × ૐ × × × —

ૐ

ૐ ગુરુઃ ૐ

ૐ

બોડેલી –
'ઓર' કાંઠો–'ૐ' કોટેજ
વાયાઃ મીયાગામ
બી. બી. એસ. રેલ્વે.
સોમવાર, તા. ૨૨ ૯/૯

॥ " गुरु-कृपा हिं केवलम् " ॥

— ૐ —

# " પ્રણવાનન્દ–લહરી–વિચારણા "

પરમ પ્રેમસ્વરૂપ – મ્હારા વ્હાલા આત્મસ્વરૂપ – ભગવદ્‌ભક્ત –રસાનુરાગી – પરમ જીજ્ઞાસુ – કર્તવ્યનિષ્ઠ તથા વિનય – નમ્રતા ને વિવેક – ગુણયુક્ત તેમજ અમાનિત્વ, અદંભિત્વ, અનહંકાર વગેરે સાધનસંપન્ન અને અનેક શુભોપમાયોગ્ય પ્રિય ભાઈ ! —

૧. અનેકાનેક શુભાશીર્વાદ સહ સપ્રેમ " **ૐ ગુરુઃ ૐ** " યાને ઇશ્વરી દુવા.

### ॥ લેખકની શ્રીકૃષ્ણ સાથે ઘનિષ્ટતા. ॥

૨. " પ્રણવાનંદ–લહરી "ના પાન ૨૯ ની લીટી ૧૬ અને ૧૭ માં " અર્જુન મનમાં ધુંચવાયો ને વિચાર કરવા માંડયો " આમ મેં એકવચનનો પ્રયોગ કરેલો. ( તમોએ નકલ કરવામાં બહુવચન વાપર્યાં છે તે બરાબર છે ). તેનું કારણ મ્હારા મનનો તરંગ અગર ભાવ. તે એ કે :– તે કાળે – હું લખતો હતો તે વખતે મ્હારા મનનો ભાવ એવો હતો કે **જાણે શ્રીકૃષ્ણચંદ્રની સાથે ઘનિષ્ટતા ( intimacy ) મેં**

પામેલી છે અને તેથી જેમ અર્જુનને ગીતા સમજાવે છે, તેવીજ રીતે મ્હને પણ મ્હારા શ્રીકૃષ્ણપ્રભુ ગીતા સમજાવે છે. એટલે હું સૌભાગ્યમદમાં આવી ગયો હોઇશ. તેથી અર્જુન મ્હારો ગુરુબંધુ થયો એટલે **ખરો પ્રેમ જોડાયો. બસ પછી મર્યાદા ક્યાં રહે ?** એટલેજ મેં એકવચન વાપરી નાખ્યું છે એમ લાગે છે.

ખેર, ગમે તેમ થાય પણ તમે જે બહુવચન રાખ્યાં છે તે બહુજ ઠીક છે. માટે એજ રાખજો અગર ઉપરોક્ત મ્હારો બચ્ચાનો વિચાર – ખેલ જો તમોને ઠીક લાગે તો યોગ્યાયોગ્ય વિચાર કરશો.

## ॥ એક સાધનનો યથાર્થ અમલજ બસ છે. ॥

૩. " **किमन्यैः शास्त्रविस्तरैः** " આ ન્યાય અનુસારે આ એકજ તરંગનો જો બરોબર અમલ થાય – આ એકજ "પ્રણવાનંદ–લહરી " ( નાટક ) જો બરોબર ભજવાય, તો બીજા વધુ તરંગની ખાસ કાંઇ જરૂર જણાતી નથી. મ્હને પોતાને તો હાલ એમજ લાગે છે : **तथास्तु**. તેમ છતાંય જો તમારી તીવ્ર જીજ્ઞાસા કે ઇચ્છા હશે અને ભગવદ્ ઇચ્છા તથા પ્રેરણા સાનુકૂળ હશે તો ફૂરસદે–સમયાંતરે લખી મોકલીશ. **અંતર્યામીની કૃપા ને પ્રેરણા સિવાય અંતઃસ્ફૂરણો થતાં નથી.** તરંગો પણ **નદીમાં** પૂર આવ્યા સિવાય અગર પવનના ઝપાટા સિવાય ઉઠે નહિ. **દરીઆમાં** તો પાણી પૂરતું છે અને પવન પણ **મનમાન્યો છે એટલે ત્યાં તો તરંગો ઉઠયાજ કરે – ચાલ્યાજ કરે.**

{ હું તો નદી બરોબર છું;
{ જ્યારે જ્ઞાની મહાત્માઓ દરીઆ જેવા છે.

**॥ " સ્મરણ – ધ્યાન – સમાધિ " – વ્યાખ્યા. ॥**

૪. હવે તમારા પત્રના પેરા ૬માં પુછેલી શંકાનું સમાધાન ( યથામતિ ) :—

"**अनुस्मर**" = **अनु** + **स्मर** (આમ બે શબ્દ છે) – "**अनु**" નો અર્થ "પશ્ચાત્"છે. વળી "વારંવાર" અર્થમાં પણ "**अनु**" વપરાય છે. જેમકે "**अनुदिनम्**" એટલે "દિન દિન – રોજ રોજ." અને – "**स्मर**" નો અર્થ "ચિંતન કરવું" – "to think" અર્થાત્ એક વખત અનુભવેલી વસ્તુનું યાદ કરવું – ચિંતન કરવું – મનન કરવું – સ્મરણ કરવું – સ્મૃતિમાં લાવવું – સ્મૃતિ કરવી ત્યારે "**अनुस्मर**" નો અર્થ – "શબ્દનો ( ૐ "નો ) ઉચ્ચાર થયો કે તેની પાછળજ (તરતજ–સાથે સાથે) કુદરતી રીતે વસ્તુતત્ત્વનું સ્મરણ થયું" – આ રીતે "ૐ"નો ઉચ્ચાર કર અને પાછળ મને સ્મર એટલે મારૂં સ્મરણ કર." અને – "**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च**" આ ઠેકાણે "**अनु**" નો અર્થ "વારંવાર" અર્થે લેવો. ( કેટલેક ઠેકાણે અવ્યયનો કાંઈ અર્થજ નથી હોતો. "**अनु**", "**च**", "**तु**", "**नु**" વગેરે અવ્યય કહેવાય છે. કેટલેક ઠેકાણે ફક્ત પદપૂર્તિને માટેજ ( અર્થશૂન્યરૂપે – meaninglessly ) વપરાય છે ).

'સ્મરણ,' 'ચિંતન,, 'મનન', 'ધ્યાન , વગેરે બધા લગભગ પર્યાય શબ્દજ છે. ફક્ત 'સ્મરણ' અને 'ધ્યાન' વચ્ચે

તફાવત એટલોજ છે કે જેટલો 'સ્નેહ' અને 'પ્રેમ' વચ્ચે છે. (નહિતર 'સ્નેહ' અને 'પ્રેમ' આ બે પર્યાય શબ્દ જ છે – એ જગજાહેર છે) તે એ કે :—

ધ્યાનની શરૂઆતની દશામાં 'સ્મરણ' છે એટલે **ધ્યાનની શરૂઆત કાળે જે ક્રિયા તેનું નામ 'સ્મરણ'** અને તે હરતાં ફરતાં સર્વકાળે—વ્યવહારકાળે પણ થઇ શકે છે. પછી તેમ (સ્મરણ) કરતાં કરતાં "**ધ્યેય સ્વરૂપની વિષે વૃત્તિની જે એકતાનતા તેનું નામ 'ધ્યાન'**" – "**तत्र प्रत्ययैकतानता ध्यानम्**"[–પાતિ. પા. યો. સૂ. વિભૂતિપાદ સૂ. ૨] (અને વળી "**तदेवाऽर्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः**" [પાતિ. પા. યો. સૂ. વિભૂતિપાદ સૂ. ૩]– અર્થ :– "**तदेव** એટલે તેજ (ઉપરના સૂત્રમાં બતાવેલ 'ધ્યાન') – તેજ ધ્યાન અર્થમાત્ર નિર્ભાસવાળું ને સ્વરૂપશૂન્ય જેવું હોય (ત્યારે તે) **સમાધિ** (કહેવાય)."

આ બહુજ સૂક્ષ્મસ્થિતિ–તદ્દન અંતર્મુખ સ્થિતિ છે માટે આ તો સ્વાનુભવગમ્યજ છે–સ્વસંવેદ્યજ છે – કહેવા સાંભળવા જેવું નથી. ભાઇરે! આ સ્થિતિ કયારે થશે?......)

## ॥ "સાકાર–નિરાકાર,–સગુણ–નિર્ગુણ" સ્ફુટીકરણ. ॥

'સાકાર'–'સગુણ', 'નિરાકાર'–'નિર્ગુણ' એમ પરમાત્માનાં જુદાં જુદાં સ્વરૂપો છે (પરમાત્મા વ્યક્તિ એક છતાં સ્વરૂપો અનેક અને જુદાં જુદાં છે) અને તે દરેક સ્વરૂપનું ધ્યાન થઈ શકે છે અધિકાર ભેદથી. જે અધિકારી (મ્હારા જેવો)– કનિષ્ઠ

અધિકારી 'સાકાર'નું ધ્યાન કરે છે, તેને એમ ન સમજશો કે જડ મૂર્તિનુંજ કે કાગળ ઉપર ચીતરેલી જડ છબીનુંજ ધ્યાન કરે છે. નહિ! નહિ!! તે તો ચૈતન્ય પ્રભુનુંજ ધ્યાન કરે છે. અરે! હરને–ફરનેવાળા, બોલને–ચાલનેવાળા, હસને–રોનેવાળા એવી સર્વ લીલા કે ક્રિયા કરનેવાળા ચૈતન્ય પ્રભુનુંજ ધ્યાન (ઉપાસના) કરે છે. તેથી તે પ્રભુની સાથે બોલે–ચાલે છે પણ ખરો! જેમ અર્જુનની સાથે બોલે છે, તેમ તેની સાથે પણ બોલે છે. 'સાકાર'નો અર્થ એમ ન સમજશો કે 'જડ આકાર અગર મૂર્તિ–કાગળ ઉપર ચીતરેલી જડ છબી'; પણ "**आकारेण सह वर्तते यः स परमात्मा साकारः**" એટલે "**આકારની સાથે જે રહે છે–વર્તમાન છે અર્થાત્ જે આકારવાળો છે તે પરમાત્મા 'સાકાર'.**" બસ તેનું ધ્યાન કરવાનું છે. વધુમાં "સાકારનું ધ્યાન" આ વાક્યમાં 'સાકાર' વિશેષણ પદ છે તો દરેક વિશેષણ (adjective)નું વિશેષ્ય પદ (object – name) તો જોઇએજ. તે સિવાય અર્થજ સિદ્ધ ન થાય. 'પરમાત્મા' એ વિશેષ્ય પદ છે.

બાકી મૂર્તિ તો એક અવલંબન રૂપ છે. અને જે ફક્ત જડ મૂર્તિનેજ પૂજે છે – જડ મૂર્તિનુંજ ધ્યાન કરે છે – જડ મૂર્તિનીજ ઉપાસના કરે છે અને ચૈતન્ય મૂર્તને જોતા નથી – મ્હારા ચૈતન્ય પ્રભુને–મ્હારા ચૈતન્ય નાથને જોતા નથી–જાણતા નથી, તે પોતે પણ જડજ છે. [ આ તો ઉપાસના–ભક્તિનું પ્રકરણ ચાલે છે. બાકી જ્ઞાનદૃષ્ટિમાં તો જડ કરીને કાંઇ વસ્તુજ નથી "**सर्वंखल्विदं ब्रह्म**"–"**एकमेवाद्वितीयम्**" – "**नेह**

**नानास्ति किंचन** " સર્વ ચૈતન્યરૂપ બ્રહ્મજ છે. જગતજ ત્રણે કાળમાં નથી – થયુંજ નથી...વગેરે વગેરે......]

આજ પ્રમાણે 'સગુણ' નું પણ ધ્યાન; અને તે ધ્યાન બાબતમાં સમજવું કે, "**गुणेन सह वर्तते यः स परमात्मा 'सगुणः'** " એટલે "**ગુણોની સાથે જે વર્તમાન છે અર્થાત્ જે ગુણવાળો છે તે પરમાત્મા 'સગુણ'** " તો એવા જે ગુણવાળા (" પ્રણુવાનંદ–લહરી " પાન ૨૫ ના બીજા પેરામાં વર્ણવ્યા મુજબ અને તે સિવાય ' સર્વ સમર્થ, ' 'સર્વ શક્તિમાન' ' ભક્તવત્સલ ''પતિત–પાવન' વિગેરે...વિગેરે ગુણવાળા) પરમાત્મા છે, તે **પરમાત્મામાંજ** ગરકાવ–ગુમ થવાનું છેઃ નહિ કે ગુણોમાં. હાં ! અલબત્ ! ગુણોનું ચિંતન – ધ્યાન કરવાથી અગર તેમ કરતાં કરતાં તે (ઇશ્વરના) ગુણો આપણામાં દાખલ થાય છે અને તે એ કે :—

" આપ ગુણોને સંતત ચિંતને, થઇ રહું હું ગુણવાન "

[ ઇતિ. " પ્રણુવાનંદ–લહરી " ના " મુજ લક્ષ્યસ્થાન " ભજનની ૫ મી કડી ( અંતરા ). ]

પરંતુ યથાર્થ તો એ છે કે ઇશ્વરના એવા એવા મહાન્ ગુણોના વિચાર – ચિંતન–સ્મરણ – ધ્યાન–મનન – સમાલોચના – આંદોલન કરતાં કરતાં " ઓહો ! મ્હારા નાથ – મ્હારા પ્રભુ એવા મહાન્......છો ! ! ! એમ કહી અગર તો એમ જાણી ' તેના ( પ્રભુના ) સ્વરૂપમાં મશગુલ થઇ જવું. અરે ! મૂર્છા ખાઇને પડી જવું અને જ્યારે બેભાન સ્થિતિ થઈ જાય, બસ જાણે તે

વખતે પ્રભુનાજ ખોળામાં રમું છું અને આખરે સુખેથી ખુબ ઘસઘસાટ સૂઇ ગયો ' [ બસ અત્રેજ ભક્તને નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિ વા તેનો સાક્ષાત્કાર અગર અનુભવ. ]

( અત્યારે મ્હને તો રડવુંજ આવે છે અને જાણે ખુબ છુટા મ્હોડે ઘડીક રડી લઉં એમ થાય છે............... ) એમ જ્યારે થાય ત્યારેજ ખરૂં "**સગુણ-ધ્યાન**" કહેવાય. પછી ભલેને એવા ગુણવાળા—એવા ગુણોને ધારણ કરનાર તે પોતે અયોધ્યાવિહારી રાજા રામચંદ્ર હોય કેતો વૃન્દાવનવિહારી શ્રીકૃષ્ણચંદ્ર – બાળમુકુંદ – બાળકૃષ્ણછબી હોય અને તેનું આપણે ધ્યાન કરીએ તો તેમાં હરકત શી ? વાંધો શો ??

સાકાર, સગુણ, નિર્ગુણ વિગેરે સ્વરૂપો એકજ વ્યક્તિના છે. મ્હારા ( " પ્રણવાનંદ–લહરી " ) લેખમાં જ્યાં જ્યાં '**બાળ–કૃષ્ણછબી**' એવું લખાણ છે. ત્યાં એવો અર્થ ન કરતા–એવું ન સમજતા કે, 'બાળકૃષ્ણની કાગળ ઉપર ચિતરેલી છબી' તેનું ધ્યાન કરવું. નહિ, નહિ, એમ નથી; **'છબી'નો અર્થ 'સ્વરૂપ' થાય છે.** માટે એવા ( સંપૂર્ણ ગુણવાળા–"પ્રણવાનંદ–લહરી" ના પાન ૨૫ ના પેરા બીજામાં બતાવ્યા મુજબ ) જે મારા પ્રભુ બાળકૃષ્ણછબી એટલે સ્વરૂપ છે અને જે વૃન્દાવન–વિહારી – લીલાવતારી — માયામનુષ્યરૂપધારી.................. ...........ચૈતન્ય પ્રભુ **સાકારબ્રહ્મ** છે ( સગુણ – નિર્ગુણ પણ એજ છે ) તેનું ધ્યાન કરવું. અને તેમ કરતાં જો કદાચ કાગળમાં ચિતરેલી જડ છબીનું અવલંબન લેવું પડે, તો પણ તે નિંદનીય છે નહિ. કારણ કે તે **છબી જડ, કલ્પિત**

વિગેરે સર્વ પ્રકારે નિંદનીય હોવા છતાં ચૈતન્ય અકલ્પિત.........એવા જે મ્હારા પ્રભુ શ્રીકૃષ્ણચં તેનું ભાન કરાવે છે – યાદ લવરાવે છે – હૃદયમાં તેને વિચાર અને ભાવ પ્રગટાવે છે અને ઘડીભર પ્રભુનં ઝાંખી પણ કરાવે છે.

॥ સ્વરૂપ ભિન્ન છતાંય વ્યક્તિ એક. ॥

"સર્વત્ર રમી રહેલા **રામ**", "અયોધ્યાના રાજા **રામ** અને અહીં ગોઠવેલી "રામની છબી – **રામ**" એ ત્રણે સ્વરૂપો એ જ વ્યક્તિનાં છે – વ્યક્તિ એક છે, સ્વરૂપો જુદાં છે. બસ આ સમજ્યા પછી બધું એક છે – સરખું છે.

॥ ઇષ્ટસ્વરૂપધ્યાનથીજ ચિત્ત-પ્રસાદ પ્રાપ્તિ. ॥

એમ છે તોપણ નિષ્પક્ષપાતનો વિચાર એવો છે કે :- અધિકાર તેમજ પોત પોતાની રૂચી ભેદથી ધ્યાનના સ્વરૂપો જુ જુદાં છે – ઋષિ-મુનિઓએ અનેક રીતે બતાવ્યાં છે – કલ્પ્યાં છ પાતંજલ મુનિએ પોતાના યોગસૂત્રમાં ધ્યાનનાં સ્વરૂપો જુ જુદાં અનેક રીતે બતાવ્યા બાદ આખરે "**यथाऽभिमतध्यानाद्व** [ ઇતિ. પા. યો. સૂ. સમાધિપદ. સૂ. ૩૯. ] – " અથવા ( ઉપર બતાવ્યા તેમાંથી ) જે (તમને) અભિમત-ઇષ્ટ હોય [એટ પસંદ પડે – ઠીક લાગે] તે ધ્યાન કરો. તે વડે (ચિત્ત-પ્રસાદ એટ મનોનિશ્ચલ થશે)" – એમ કહ્યું. મુમુક્ષુને માટે તો એમજ જોઇ કે પોતાના અધિકાર પ્રમાણે ધ્યાનનું સ્વરૂપ નક્કી કરે અને વ અભ્યાસ માર્ગમાં આગળ વધુ વધુ વધવા માટે એક પછી એ ઉપર ચ્હડતો જાય તેમજ તેમાં કાયમ થતો જાય – પોતાની નિ

ખરેખર જમાવતો જાય; અને પાછલાં સાધનોને — પૂર્વ અભ્યાસોને પણ છોડતા જાય. તોજ ખરેખર કલ્યાણ સધાય છે. માટે તમારો પોતાનો ભાવ ("રામ" ઉચ્ચાર સાથે રામની છબી નહિ પણ સર્વત્ર રમી રહેલા "રામ" એવો જે તમારો ભાવ) બહુજ ઠીક છે અને સાદર માન્ય છે.

## ॥ નિર્ગુણબ્રહ્મ છતાં સગુણ પ્રિયતા. ॥

આ બધું સાચું પણ **રૂચીની વાત તો કાંઈ અજબ છે — ન્યારી છે.** અગર "**स्वभावो दुरतिक्रमः**" "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?" આ ન્યાય અનુસારે સ્વભાવ પડયો તે, એટલે પૂર્વનો પડેલો અભ્યાસ, બહુ મુશ્કેલીથી — ઘણીજ મહેનતથી — ઘણા લાંબા વખતે જાય: અગર ન પણ જાય. ઠેઠ સુધી રહે — છેવટ સુધી નડે. ગોસ્વામી તુલસીદાસજી જ્ઞાની હતા: "સીયારામમય સબ જગ જાની; કરૂં પ્રણામ જોડ યુગ પાની" વગેરે તેમના રામાયણની ચોપાઈ ઉપરથી માલમ થાય છે, તો પણ તેમને અયોધ્યાવિહારી શ્રીરામચંદ્રજીના બાળસ્વરૂપનુંજ ધ્યાન વધુ પ્રિય હતું. સૂરદાસજીને પણ વૃન્દાવનવિહારી બાળકૃષ્ણછબીનુંજ ધ્યાન અને મધુસૂદન સ્વામીને તો બસ:—

"ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं।
ज्योतिः किंचन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ॥
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं।
कालिन्दीपुलिनेषु यत्किमपि तन्नीलं महो धावति ॥ "

"ધ્યાનાભ્યાસવડે વશ કરેલા મનથી તે નિર્ગુણ નિષ્ક્રિય એવા જે કોઇ એક પરમજ્યોતિ (બ્રહ્મજ્યોતિ) યોગીલોકો જુએ છે, તે ભલે તેઓ જુએ; પણ અમને તો તેજ સ્વરૂપ હંમેશા બન્યા રહો કે જે બસ **कालिन्दीपुलिनेषु..........धावति...........**"*

એજ સ્વરૂપ – એજ ધ્યાન પ્રિય હતું. અર્જુને પણ ભગવાનના સગુણ – નિર્ગુણ સ્વરૂપને સારી પેઠે – સારી રીતે જાણ્યું. ૧૦ મા અધ્યાયમાં (ગીતાના) 'વિભૂતિયોગ' સાંભળ્યો, ૧૧ મા અધ્યાયમાં (ગીતાના) ભગવાનના 'વિશ્વરૂપ' નું પણ દર્શન કીધું; છતાંય અર્જુનને સંતોષ ન વળ્યો. તેથી ભગવાનને – વિશ્વરૂપ ભગવાનને તેમના પોતાના ઇષ્ટસ્વરૂપ મનુષ્ય-રૂપનાં દર્શન કરાવવા માટે ખુબ અરજ કીધી – ખુબ પ્રાર્થના કરી. ભગવાને પણ "**पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य**" એમ કહી "**स्वकं रूपं दर्शयामास भूयः**" – પોતાનું રૂપ – અર્જુનને જે ઇષ્ટ સ્વરૂપ હતું તે પુનઃ દેખાડયું. બસ અર્જુનને હવે ખુબ આનંદ થયો – સંતોષ વળ્યો – શાંતિ થઇ. તેથીજ તેમણે કહ્યું કે, "**दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन । इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥**" [ગીતા. અ. ૧૧. શ્લો. ૫૧.]

---

* પરંતુ અમને તો (અમારા) નેત્રોના ચમત્કારને માટે (નેત્રોની તૃપ્તિ – આનંદ માટે) ઘણાકાળ સુધી તેજ સ્વરૂપ હો (બન્યું રહો) કે જે **શ્યામસ્વરૂપ** કાલિન્દીને કાંઠે આનંદ પૂર્વક દોડે છે. (અમારે તો) જે કંઇ છે તે એજ **શ્યામસ્વરૂપ** છે.

એજ પ્રમાણે, આ શરીરને પણ એમજ છે કે :—

"मया ज्ञातं सर्वं खलु जगदिदं ब्रह्म विमलम् ।
तथैवेह स्वात्मा निगमगुरुवाक्यादनुभवात् ॥
तथापीच्छा स्वस्य त्वयि नयनपातस्य न गता ।
प्रभो श्रीकृष्ण त्वं भव भव मदीयाक्षिविषयः ॥" —

[ઇતિ. હિમાલયના એક મહાત્મા—કાર્ષ્ણિ શ્રીગોપાળદાસ.]

"વેદ તથા ગુરુનાં વાક્ય વડે અને (પોતાના) અનુભવ વડે મેં જાણ્યું કે આ સર્વ જગત તેમજ આ અંતરાત્મા (જીવાત્મા—એટલે હું પોતે) ખરેખર વિમળ બ્રહ્મરૂપ છે; તોપણ ત્હારા ઉપર દૃષ્ટિપાત કરવાની ઇચ્છા મ્હારી ચાલી જતી નથી. (માટે) હે પ્રભો શ્રીકૃષ્ણ ! તું મ્હને દૃષ્ટિગોચર થા, થા."

વળી:—" દેખ્યા ખુબ બિચારિકે સબકાહુકા જ્ઞાન;
મન એસા માને નહિ, બિન કૃષ્ણકા ધ્યાન. "

કોણ જાણે એનું કારણ શું હશે ? યા તો પૂર્વના ઘણા વખત સુધી ઉપાસના—ધ્યાન હોવાથી સંસ્કાર કે અભ્યાસ અને તેથી થયેલી રૂચી; અગર તો જાતિસ્વભાવ કહો કે 'આરૂઢ—પતિત' કહો : ગમે તેમ કહો પણ, મ્હને તો એજ ઇષ્ટ છે અને તેમ થવાથી ' આરૂઢ—પતિત ' થવાની કે ' પરમપુરૂષાર્થ ' થી—'પરમ કલ્યાણ ' થી વંચીત રહેવાની તેમજ બીજા કશાની બ્હીક મ્હને રહી નથી. હવે તો બંધ—મોક્ષની પણ બ્હીક કે દરકાર મ્હને નથી રહી. કારણકે અમોને ખાત્રી છે—પાકો નિશ્ચય છે કે, **" અમારા જે ઇષ્ટપ્રભુ—ઇષ્ટસ્વરૂપ ' સાકાર—બાળ-કૃષ્ણજી ' છે, તે જ્ઞાનીઓના 'સગુણ—નિર્ગુણ' સ્વરૂપથી**

અભિન્ન છે. અને વળી અદ્વિતીય યાને અદ્વૈત તત્ત્વ છે. 'હું', 'તું' ને 'તે' કૃષ્ણસ્વરૂપજ છે. વધુમાં ' सर्वं कृष्णमयं जगत् '...
.................."

## રાગ–માલકોસ.

ન દેખું હું ત્હારા વિનાનું બીજું,
ન લેખું હું ત્હારા વિનાનું બીજું;
બધામાં રહ્યો તું લહ્યું સત્ય એ,
બીજું જાણવાનીજ શું અગત્ય છે.
બધું ત્હારે આધીન જાણી લીધું,
મારૂં તું સમું કો ન માની લીધું;
તને ધ્યાઉં છું હું તને ચાહું છું,
હું એ તું વડે આ રીતે ગાઉં છું.

## ॥ ભિન્ન ભિન્ન હરિનામની ધૂનમાં એકભાવ પ્રગટાવવાની યુક્તિ ॥

વળી 'આપણા ભજનમાં "રામ–કૃષ્ણ–શિવ" આદિ ઘણા નામથી ધૂન ચાલે છે; તો તે વખતે–પ્રત્યેક નામની ધૂન વખતે ધ્યાન કોનું રાખવું?'–એમ ધ્યાન બાબત જે ખુલાસો માગો છો, તે નીચે પ્રમાણે (યથામતિ) છે :—

"પરમાત્મા એક છે, પણ નામ અને રૂપ તેનાં અનંત છે–અનેક છે, માટે તે અનંત નામ–રૂપનું નોખું નોખું ધ્યાન અશક્ય છે. તેથી જુદાં જુદાં નામોની ધૂન ચાલતી વખતે તે તે નામોમાં અગર ધૂનમાં ( ભજનમાં ) જે પરમાત્માના ગુણો વર્ણવેલા હોય છે, તે ગુણો યાદ કરતાં અને તેનો વિચાર કરતાં

કરતાં તે ગુણવાળા જે **મહાન્ સ્વરૂપ પરમાત્મા** તેમાં ચિત્તનો લય થાય – ગરકાવ થાય, તો બસ એજ ધ્યાન વધુ ઇષ્ટ છે ને વળી સર્વોત્કૃષ્ટ છે. દાખલા તરીકે :—"રઘુપતિ રાઘવ રાજા રામ, **પતિત–પાવન** સીતારામ". આ ધૂનમાં '**પતિત–પાવન**' એ શબ્દનો ઉચ્ચાર કરતાં વા સાંભળતાંજ '**પ્રભુ પતિત–પાવન**' છે–એમ હૃદયમાં સ્ફુરી આવ્યું અને ભાવાવિષ્ટ થયો, કંઠ ગદ્ગદ થઈ આવ્યો, હૃદય ભરાઇ આવ્યું ને નેત્રોમાંથી આંસુની ધાર છુટવા માંડી–આમ ઘડીભર ભાવાવિષ્ટ થઇ રહયો. પછી એકદમ 'સૌભાગ્યમદ'માં આવી જઇ પ્રભુની સાથે ખુબ વાતો કરી–વાતો કરવા લાગ્યો અને આખરે તેમના ખોળામાં માથું મુકી નિરાંતે સુઇ ગયો. ઘસઘસાટ ઉંઘ આવી ગઇ. બસ એમ થાય તો પછી શું બાકી રહ્યું ?–ન્યાલ થયો–કૃતાર્થ થયો. બસ એજ ધ્યાન ઉત્તમ. ભાઇરે! કોઇ પણ સ્વરૂપ ધ્યાનમાં રાખો કે ન રાખો પણ ભાવ પ્રગટવો જોઇએ. પરમાત્મા "**ભાવગ્રાહીજનાર્દન**" એટલે ભાવને ગ્રહણ કરે છે – ભાવને સ્વીકારે છે અને વળી "**ભાવગ્રાહ્યજનાર્દન**" એટલે ભાવ વડે પકડાય છે. વળી જો કે પરમાત્મા અપ્રત્યક્ષ છે, તો પણ તેમના નામ – ગુણ અને કૃતિનું ચિંતન વડે તેમના મહાન્ સ્વરૂપનું ધ્યાન થઇ શકે છે અને આખરે હૃદયમાં ઉદ્ભવેલા ભાવવડે ઇશ્વરના મહાન સ્વરૂપમાં ચિત્ત તલ્લીનતાને પામી **પરમાનંદને** અનુભવી શકે છે. ધારો કે એક મોટો કારીગર (કળાવાન )જર્મની (Germany)માં હોય, પણ તેની કારીગરી (કળા) હિંદુસ્તાનમાં પ્રસરેલી હોય તો તે કારીગરને પ્રત્યક્ષ

ભાળ્યા સિવાય પણ તેની કૃતિ-કળા ઉપરથી તેને આપણે બહુ વખત યાદ કરીએ ને તેની પ્રશંસા કરીએ અને વળી ઘણી વખત ઘણા જણાની પાસે તેની બાબત વાતચીત પણ કરીએ; એટલુંજ નહિ પણ પત્રવ્યવહારદ્વારા તે કારીગરની સાથે સાક્ષાત્ મેળાપ તુલ્ય આનંદ અનુભવી શકીએ."

**॥ "જ્ઞાન – ધ્યાન" – વ્યાખ્યા ॥**

વધુમાં શાસ્ત્રનો – વેદાંતનો સિદ્ધાંત પણ એવો છે કે, "**ધ્યાન તો અપ્રત્યક્ષમાંજ સંભવે છે,** જ્યારે **પ્રત્યક્ષમાં તો જ્ઞાન છે.** અર્થાત્ વસ્તુ પ્રત્યક્ષ થાય કે તેનું જ્ઞાન થઇ ગયું એટલે પછી ધ્યાન કરવાનું રહેતુંજ નથી. ઇન્દ્રિય પ્રત્યક્ષ વૃત્તિ જ્ઞાનમાં કારણભૂત છે જ્યારે ઇન્દ્રિય અપ્રત્યક્ષ વૃત્તિ એટલે એક **શ્રદ્ધાજ ધ્યાનમાં કારણરૂપ છે. જ્ઞાનમાં શ્રદ્ધાની કાંઇ જરૂર નથી.** કારણકે તે જાતેજ પ્રત્યક્ષ છે."

**॥ એકમાં જામેલી નિષ્ઠાથી પ્રગટતી ભિન્ન ભિન્ન સ્વરૂપમાં અભેદ ભાવના ॥**

"ઉપર મુજબ ધ્યાનનું સ્વરૂપ ઇન્દ્રિયોથી અપ્રત્યક્ષ અને મહાન્ સ્વરૂપ જે પરમાત્મા તે કહ્યું. આ સ્વરૂપ સર્વને માટે, સર્વ સમયે ને ગમે તે નામની ધૂન કે ભજન વખતે પણ નિર્વિવાદ છે. તેમ છતાંય અધિકારના અભાવે જો તેમાંથી – શુદ્ધ પરમાત્મસ્વરૂપથી ઉતરીને પ્રતીક ધ્યાનની વાત કરીશું, તો તે પ્રતીકસ્વરૂપ અધિકારીની પોત પોતાની રૂચી ઉપર આધાર રાખે છે. અર્થાત્ **પોત પોતાની રૂચી મુજબ પ્રતીકનો નિર્ણય**

**છે. જ્હેને જે પ્રતીક ( મૂર્તિ - છબી ) રૂચીકર ને પ્રીતિકર હોય, તે તેજ પ્રતીક ધ્યાનમાં રાખે - તે તેજ પ્રતીકનું ધ્યાન કરે.** કેટલાક ભક્તને - કેટલાક અધિકારીને તો પરમાત્માનાં જુદાં જુદાં નામ લેતાં કે સાંભળતાં એકદમ તે તે નામનાં તે તે - પ્રત્યેક રૂપમાં તેમજ ગુણોમાં ધ્યાન લાગી જાય છે, ને મસ્ત બની જાય છે. **રામકૃષ્ણ પરમહંસદેવને** એવી સ્થિતિ થતી હતી. તેમ છતાંય તેમનો પણ ઇષ્ટદેવ વા ઇષ્ટપ્રતીક એકજ મુખ્ય હતું. મેં ઉપર કહ્યું કે, પ્રતીક—ધ્યાન બાબતમાં પ્રતીક—સ્વરૂપ અધિકારીની રૂચી અને નિષ્ઠા અનુસારે છે. તમારા લખાણથી જણાય છે કે, 'તમારી રૂચી ને નિષ્ઠા "ૐ" ના પ્રતીકમાં છે': તો તે સારી વાત છે - બરોબર છે. તમારી આ રૂચી વા નિષ્ઠા અગર આ તમારો વિચાર સશાસ્ત્ર છે. [ જુઓ પાગલ—પસંદગી પાન ૧૬. ભજન નં. ૧૦. ] એમજ જોઇએ - ભક્તને - અધિકારીને પ્રથમ અવસ્થામાં તો એકજ નિષ્ઠા જોઇએ. તે સિવાય દૃઢ ન થાય.

પદ "કેવા મોટા જગરાય" - એ લય.

જો એક વશ થાય, તો તે એક બસ થાય;<br>
કાં અનેક પથે ધાય, એકથી સહુ સધાય. —જો૦<br>
એકજ દેવ કરો, એક પથે વિચરો<br>
**અનુ એકનેજ વરો, ઠરો સભાગી સદાય.** —જો૦

પછી તો, સમજ્યા પછી બધું એક છે. તે વખતે ખરી 'એક ભક્તિ' વા 'અનન્ય ભક્તિ' પરમાત્મામાં થાય છે. અર્થાત્ દરેક નામ—રૂપમાં - દરેક પ્રતીકમાં એકજ સર્વવ્યાપી

સર્વશક્તિમાન મહાન્ સ્વરૂપ પરમાત્માનેજ જુએ છે, અને તેમાંજ – તેજ સ્વરૂપમાંજ ગુમ થઇ જાય છે – ગરકાવ થઇ જાય છે."

## ॥ નામથી નામીનું ધ્યાન – સાક્ષાત્કાર. ॥

તમે લખો છો કે "આપ 'ૐ' ના ઉચ્ચારમાં કૃષ્ણની છબી ધ્યાનમાં રાખવા સૂચવો છો." તો તેમ ન્હોય – આ ઠેકાણે મ્હારી ઉક્તિનો – સુચનાનો ભાવ એમ નથી. એમ ન સમજતા કે 'મેં કાગળ ઉપર ચીતરેલી જડ છબીની વાત કરી છે; પણ નહિ, નહિ, મેં તો શ્રીકૃષ્ણચંદ્રના ચૈતન્યસ્વરૂપનીજ વાત કરી છે.' [ વાંચો બરોબર ધ્યાનપૂર્વક "પ્રણવાનંદ–લહરી" પાન ૨૪ ના પહેલા પેરાથી પાન ૨૭ ના પેરા ૧ સુધી. ]

('છબી' એટલે કાગળમાં ચીતરેલી છબી ન્હોય – અત્રે મ્હારો ભાવ એમ ન સમજવો; પણ 'છબી' નો અર્થ સ્વરૂપ – ચૈતન્યસ્વરૂપ.)

અહીં આગળ આનો ભાવ વા ખુલાસો એવો છે કે, 'ૐ' નામ છે અને નામી 'શ્રીકૃષ્ણચંદ્ર' છે ને તે શ્રીકૃષ્ણચંદ્ર સગુણ–નિર્ગુણ, મહાન્ સ્વરૂપ એવા જે પરમાત્મા તેનાથી અભિન્ન છે. અરે! તે સ્વરૂપજ તે પોતે છે અર્થાત **શ્રીકૃષ્ણચંદ્ર પોતેજ પરબ્રહ્મ પરમાત્મા છે:** એમ આખી ગીતામાં અર્જુનને ઉપદેશ કરતાં તેમજ સમજાવતાં પોતેજ કહ્યું છે. એટલુંજ નહિ પણ ૧૧મા અધ્યાયમાં પોતાના 'વિશ્વરૂપ' વડે – પોતાના વિશ્વરૂપનું દર્શન કરાવી અર્જુનને પ્રત્યક્ષ અનુભવ પણ કરાવ્યા. તો **નામનો ઉચ્ચાર થતાંજ નામીનું ધ્યાન**

**થાય છે.** કુદરતી રીતે પણ જોઇએ છીએ કે ગમે તેનું નામ લઇએ કે તરતજ તે વસ્તુતત્ત્વનું (નામીનું) ભાન હૃદયમાં થાય છે – તે વસ્તુતત્ત્વ હૃદયમાં સ્ફુરે છે – તેનુ ધ્યાન હૃદયમાં થાય છે. આપણી કોઇ પ્રિય વસ્તુ હોય, ધારો કે વિયોગ પામેલા પ્રિયતમ મિત્ર (જીગરના દોસ્ત) વા મરી ગયેલા મા–બાપ અગર દૂર દેશમાં રહેલાં સ્ત્રી–પુત્ર –ભાઈ વિગેરેનું નામ લેતાંજ આપણા હૃદયમાં એકદમ કેવો ભાવ પ્રગટી આવે છે? બસ નામ લેતાંજ કે સાંભળતાંજ તેનો ચીતાર એકદમ હૃદયમાં ખડો થાય છે ને તેના ભાવમાં – તેના ધ્યાનમાં ગુલતાન બની જવાય છે. બસ એકદમ આપણે દુબાદુબ થઈ જઇએ છીએ. પરંતુ પ્રભુનું નામ લેતાં વા સાંભળતાં એવો ભાવ આપણા હૃદયમાં આવતો નથી – પ્રગટતો નથી અને ચીતાર પણ ખડો થતો નથી. તેનું કારણ બસ એટલોજ પ્રેમ ઓછો. જો પોતાનાં સગાંવ્હાલાં–સ્ત્રી–પુત્રાદિકની પેઠે પ્રભુમાં એટલો પ્રેમ હોય – એટલી લાગણી હોય તો નામ લેતાની સાથે એકદમ હૃદયમાં ભાવ સ્ફુરેજ – પ્રગટેજ અને ચીતાર ખડો થાય ને ધ્યાન થાય. વાસ્તે પ્રભુનો પ્રેમ વધારવો જોઇએ અને તે માટે હંમેશાં સ્મરણ રૂપ અભ્યાસ જાળવી રાખવો જોઇએ.

ત્યારે "ૐ" નામ ઉચ્ચારતાં (તેના) નામી જે શ્રીકૃષ્ણચંદ્ર તેમનું '**अनुस्मरण**' એટલે ધ્યાન કરવું. અને તે ધ્યાન માનસીક ભાવના વડે – ભાવાવેશ વડે અગર ભાવ માત્ર વડેજ થઇ શકે છે. એક વખત ગૌરાંગ મહાપ્રભુ (Lord Gauranga) **ગીતાનું પ્રવચન કરતા હતા. તે સાંભળવા ઘણા માણસોની ભીડ**

જામી હતી. તેમાં એક ડોસી સાંભળતી હતી અને ખુબ રડતી હતી. ગૌરાંગ મહાપ્રભુએ આ જોયું. પછી પ્રવચન બંધ થયું, એટલે ડોસીની પાસે જઇ મહાપ્રભુએ પુછ્યું. "ડોસી મા! તમે શું સમજ્યાં?" ડોસીએ કહ્યું "બાપા! સમજી તો કાંઇ નહિ – મને કશી સમજણ ન પડી; પણ ગીતાનું પ્રવચન ચાલે છે અને તે ગીતા ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને સમજાવતા હતા એમ જાણી મ્હારા હૃદયમાં એવો ભાવ ઉત્પન્ન થયો કે જાણે '**ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને સમજાવે છે**' બસ એ ચીતાર હું કથા સાંભળવા બેઠી ત્યારથી અત્યાર સુધી (ઠેઠ સુધી) મ્હારા મનમાં રમી રહ્યો હતો અને તેજ ધ્યાનમાં – તેનાજ ભાવાવેશમાં હું ગુલતાન બની ગઇ હતી. બાકી તમારૂં પ્રવચન મેં કશું નથી સાંભળ્યું." આ સાંભળી મહાપ્રભુજીએ કહ્યું: "બસ ગીતાનું પ્રવચન તો આ ડોસીએજ બરાબર સાંભળ્યું કહેવાય."

## ॥ ધ્યેયાકાર વૃત્તિ તેજ ધ્યાન. ॥

બસ એનુંજ નામ ધ્યાન અને તેજ '**अनुस्मर**' નો અર્થ. **ધ્યાન એટલે ધ્યેયાકાર વૃત્તિ. ધ્યેયાકાર વડે વૃત્તિની સ્થિતિ તે ધ્યાન કહેવાય.** જ્યારે મન બીજા વિષયોનું ચિંતવન કરતાં – વિચાર કરતાં અટકી એકજ ધ્યેયસ્વરૂપ પરમાત્માના ચિંતવનમાં – વિચારમાં મસ્ગુલ બની જાય અર્થાત તે ને તેજ વિચારમાં – તે ને તેજ ચિંતવનમાં – તે ને તેજ ભાવમાં – તે ને તેજ રાજ્યમાં – સામ્રાજ્યમાં રમ્યા કરે, ત્યારેજ ખરૂં ધ્યાન કહેવાય. આવુંજ ધ્યાન ઇષ્ટ છે '**अनुस्मरण**' ના અર્થમાં. **આવું ધ્યાન ભાવ અને પ્રેમને આધીન છે.**

અર્થાત્ જેમ જેમ ભાવ અને પ્રેમ વધુ, તેમ તેમ આવા આ ધ્યાનની સ્થિતિ વધુ. વળી આ ધ્યાન તો ઉઘાડી આંખે, ઉભા ઉભા કે બેઠા બેઠા, સીધા અગર વાંકા, લાંબા કે ટુંકા અગર આડા આસને પડયા પડયા પણ, ટુંકમાં ગમે તે ઠેકાણે, ગમે તે સ્થિતિએ પણ થઇ શકે છે. ભગવાનને પણ એજ ધ્યાન – આવુંજ ધ્યાન ગીતાના ૮ મા અધ્યાયના શ્લોકોમાં ઇષ્ટ હશે ભક્તોને માટે, કારણકે મરણ કાળમાં તેમના ધ્યાન માટે આપણને એટલે ભક્તોને અનુકૂળ આસન રચના વગેરે અને નેત્રો બરાબર બંધ રાખી ત્રીકુટીમાં ધ્યાન જમાંવવું વગેરે નિયમોની સગવડ ઓછીજ મળવાની છે ? હાં, અલ્બત્, યોગીઓની વાત ન્યારી છે. એમને કદાચ બધી સગવડ મળી પણ આવે.

ઉપર પ્રમાણે ઇશ્વરના ભાવમાં – ઇશ્વરના વિચાર રાજ્યમાં ને તે શુદ્ધ વાતાવરણમાં ફરવારૂપ **ધ્યાન** કરતાં કરતાં આખરે ભક્તને તેમાં તન્મય સ્થિતિ થઇ સમાધિ – પરમસમાધિ–સુખનો પણ અનુભવ થાય છે.

## ॥ " ૐ "=શ્રીકૃષ્ણનું સાકાર–નિરાકાર, સગુણ-નિર્ગુણ ધ્યાન નિરૂપણ ॥

માટે " **ओमित्येकाक्षरं**........." આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે " ૐ " જે નામ, તેનો ઉચ્ચાર અને નામી છે જે " શ્રીકૃષ્ણ ", તેનું સ્મરણ – ચિંતન – ધ્યાન કરવાનું છે, કારણકે નામના ઉચ્ચારથી નામીનું ધ્યાન થાય છે. તો આ શ્લોકમાં " **मामनुस्मरन्** " આમ ' **माम् अनुस्मरन्** એટલે

**મને** સ્મરતાં '–' મ્હારૂં સ્મરણ કરતાં ' એમ ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે. આ ઉપરથી માલુમ થાય છે–અરે ! સ્પષ્ટ જણાય છે કે, " ' **ૐ** ' **નામ શ્રીકૃષ્ણનુંજ છે.** અર્થાત્ ' **ૐ** ' નામ છે, અને નામી છે ' શ્રીકૃષ્ણ '. " ત્યારે " **ૐ** " નો ઉચ્ચાર કરી શ્રીકૃષ્ણનું ( ચૈતન્ય – જીવંતનું, ફોટાનું ન્હોય ) ધ્યાન ( ઉપર મુજબ – પેલી ડોસીની પેઠે ) કરવું.

હવે તે ધ્યાનમાં શ્રીકૃષ્ણનું સ્વરૂપ કેવું હોવું જોઇએ, તે વિષે નિર્ણય અધિકાર પરત્વે અધિકારીની પોત પોતાની ભાવના અનુસારે છે. કોઇ તો એમ કહે છે કે ' જે શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ કરતાં " **ओमित्येकाक्षरं.........मामनुस्मरन्** " એમ ' **माम्** ' કહી, પોતાનું સ્વરૂપ નિર્દેશ કર્યું છે, તે વાસ્તવીક રીતે શુદ્ધ સચ્ચિદાનંદ નિર્ગુણ નિષ્ક્રિય પરબ્રહ્મ–સ્વરૂપનીજ વાત કરી છે અને તેનોજ નિર્દેશ કર્યો છે – નહિ કે આ સ્થૂલ નાશવાન માયીક સ્વરૂપની વાત કરી છે વા તેનો નિર્દેશ કર્યો છે. કેમકે ગીતામાં ઘણે ઠેકાણે – ઠેક ઠેકાણે ઠોકી ઠોકીને પોતાનું ' **अव्यक्त** ', ' **निर्गुण** ', ' **निष्क्रिय** ', ' **शुद्ध** ' વગેરે સ્વરૂપ અર્જુનને બતાવ્યું છે. માટે તે શુદ્ધ નિર્ગુણસ્વરૂપનુંજ ધ્યાન કરવું વા ધરવું '– એમ કહી તેઓ નિર્ગુણબ્રહ્મ – નિર્ગુણ સ્વરૂપનુંજ ધ્યાન કરે છે.

આ પ્રમાણે કોઇ તો શ્રીકૃષ્ણના સગુણ–સ્વરૂપની વાત કરે છે અને તેઓ તે સગુણ–સ્વરૂપ – સગુણબ્રહ્મનું ( સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયરૂપ ક્રિયા કરનાર ' **सक्रिय** ', જગતરૂપ કાર્યની વ્યક્તતાને લીધે પોતે પણ ' **व्यक्त** ' જેવો,

સંપૂર્ણ ગુણવાળા '**सगुण**' અને શુદ્ધ બ્રહ્મની સાથે અભિન્ન હોવાથી '**शुद्ध**' જ વળી.........એવા જે **सगुणब्रह्म** તેનું ) ચિંતન – ધ્યાન કરે છે. કોઈ વળી "બસ ( અમારા જેવા બાળક,– મંદ અધિકારી ) અર્જુનને જે સ્વરૂપે ઉપદેશ કરે છે તેજ. બસ તેજ છે, જે કહો તે તેજ છે : અરે ! બસ તેજ **साकारब्रह्म** મ્હારો ઇષ્ટ – મ્હારો ઉપાસ્ય – મ્હારૂં ધ્યેય સ્વરૂપ છે અને વળી તે સગુણ–નિર્ગુણ સ્વરૂપથી અભિન્ન છે. **અરે ! તે પોતેજ શુદ્ધ સચ્ચિદાનંદ પરબ્રહ્મ છે**, એમ કહી **સાકાર બ્રહ્મનુંજ**–સાકાર સ્વરૂપનુંજ ચિંતન–સ્મરણ–ધ્યાન કરે છે.

## ॥ સાકાર – નિરાકાર સમાલોચના. ॥

બાકી છબી – ફોટો તો એક અવલંબન રૂપ છે. તે ધ્યાનનું સ્વરૂપ ન્હોય.

[ વૈદીક પદ્ધતીએ તો પરમાત્માના સગુણ અને નિર્ગુણ સ્વરૂપનીજ ઉપાસના – ધ્યાન મુખ્ય છે. સાકાર અને નિરાકાર સગુણ ને નિર્ગુણના પેટા ભાગમાં છે. વધુમાં સાકાર સગુણની સાથે અભિન્ન છે વા તેના પેટા ભાગમાં છે; નિરાકાર નિર્ગુણની સાથે અભિન્ન અને પછી સગુણ પોતે પણ નિર્ગુણ સાથે અભિન્ન છે. આખરે નિર્ગુણ પોતે પરબ્રહ્મનું સ્વરૂપ હોવાથી અભિન્ન છે. એટલે સમ્યક્ વિચાર કરતાં બધું એકજ આખરે મીંડું અર્થાત્ "ૐ"કારનું બિંદુ અવશિષ્ટ રહે છે. તેમાંજ જઇ એક પછી એક ( કાર્યકારણના હિસાબે ) કરી બધા લય થાય છે અને આખરે જે રહે છે ( બિંદુ ), તેજ શુદ્ધ પરબ્રહ્મ છે. આ હિસાબે

ગમે તેનું ધ્યાન કરો – ગમે તે સ્વરૂપ ધ્યાનનું નક્કી કરો, પણ તેમાં ઉચ્ચ ભાવ રાખો – એક ઇશ્વરનો ભાવ રાખો. ઉપાસનાની રીત પણ શાસ્ત્રમાં એવીજ છે કે. " **निकृष्टे उत्कृष्टबुद्धिः उपासना** " અર્થાત્ **નિકૃષ્ટમાં ઉત્કૃષ્ટ બુદ્ધિ – ઉચ્ચ ભાવના રાખવી એજ ઉપાસના** – ઉપાસનાની રીત. માટે બધા પરમાત્માનાજ સ્વરૂપો છે. બસ " **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः** " – " **सर्वं खल्विदं ब्रह्म** " – " **एकमेवा – द्वितीयम्** " – " **नेह नानास्ति किंचन** "........વગેરે ........વગેરે........વગેરે........ॐ.

## ॥ નાદબ્રહ્મમાં ચિત્તલય – મહત્વ ॥

વધુમાં છેક છેવટે:—

ધૂન ( જુદા જુદાં નામની ) વખતે જો કોઇ પણ સ્વરૂપનું નક્કી કે નિર્ણય ન થાય, તો આખરે '**નાદબ્રહ્મ**'માં ચિત્તનો લય કરવો અગર ( તેથી પણ ઉતરતી કોટીએ ) રાગ – તાલ – સૂર – આલાપ – તાન વગેરેમાં પણ ચિત્તને જોડી – ચિત્તની એકાગ્રતા મેળવી, **આનંદ** જે બ્રહ્મનું સ્વરૂપ તેનો અનુભવ કરવો. એમ કરતાં કાળે કરીને **પરમાનંદની પ્રાપ્તિ થશે.** ]

૬. હવે તમારા પત્રના પેરા ૭ નો ખુલાસો :—

## ॥ મૂર્તિપૂજા–સ્વરૂપ. ॥

[ અહીં આગળ જે તમારી ધુંચવણ વા શંકા છે, તે કેવળ 'પ્રતીક' શબ્દનો અર્થ ન સમજવાથી છે, અગર તો મ્હારા લખાણનો ભાવ નહી સમજ્યા હોય. ]

**પ્રતીકનો અર્થ મૂર્તિ – છબી – ફોટો વગેરે ( જડ ).**

પ્રતીક એટલે જડ મૂર્તિ; પણ જેહેની પ્રતીક તે (વ્યક્તિ) તો ચૈતન્ય મૂર્ત્ય છે. [ 'મૂર્ત્ય' એટલે જેની મૂર્તિ છે તે વ્યક્તિ અર્થાત્ મૂર્તિવાળા પોતે ( ચૈતન્ય સ્વરૂપ ). ] આજ પ્રમાણે અહીં 'શ્રીકૃષ્ણ' ને પ્રતીક અર્થમાં લ્યો છો, એજ મોટી ભૂલ થાય છે. તેથીજ મોટી ઘુંચવણ નડે છે. 'શ્રીકૃષ્ણ' પ્રતીક ( જડ-મૂર્તિ – છબી – ફોટો ) ન્હોય, પણ તે તો પ્રતીકવાળો એટલે મૂર્ત્ય – મૂર્તિવાળો પોતે ચૈતન્ય સ્વરૂપ શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ છે. "ૐ" તેનો પ્રતીક છે. એવીજ રીતે ગુરુની છબી અગર મૂર્તિ પ્રતીક છે. પણ ગુરુમહારાજ પોતે ચૈતન્ય સ્વરૂપ વ્યક્તિ છે. [ પ્રણવાનંદ–લહરી" પાન ૨૬ ની લીટી ૧૮ થી ૨૦ માં જે 'ગુરુ' શબ્દથી તેનો લક્ષ્યાર્થ શ્રીસદ્‌ગુરુ-દેવની મૂર્તિ અને 'ૐ' શબ્દથી તેનો લક્ષ્યાર્થ ( ઉપર બતાવ્યા મુજબ ) બાળકૃષ્ણની છબી ( મૂર્તિ )......" એમ "મૂર્તિ" અને "છબી" આ શબ્દનો પ્રયોગ કર્યો છે, તે 'જડ મૂર્તિ'. કે 'કાગળ ઉપર ચીતરેલી જડ છબી – ફોટો' એવો અર્થ ન સમજના: પણ તે "મૂર્તિ" અને "છબી" નો અર્થ "સ્વરૂપ" – "ચૈતન્ય સ્વરૂપ" એવું સમજવાનું છે. બાપુ ! આ તો મસ્તિની ભાષા – પ્રેમની ભાષા – "સમાધિ ભાષા." સમજવી અઘરી પડે. ]

વળી "ૐ" અક્ષર હોવાથી બ્રહ્મની પ્રતીક છે તેમજ શબ્દ હોવાથી બ્રહ્મનો વાચક એટલે નામ છે : આમ શ્રુતિ – પ્રતિપાદિત છે. ( જુઓ પાગલ–પસંદગી પાન ૧૬. ભ. નં. ૧૦

–" **प्रणवोपासना** " ) આ બન્ને સ્થિતિમાંજ " ॐ " બ્રહ્મની પ્રતીક તેમજ બ્રહ્મનું નામ વા વાચક છે. બ્રહ્મ તો પોતે ચૈતન્ય સ્વરૂપ વ્યક્તિ એટલે પ્રતીકવાળું તેમજ નામી અગર વાચ્ય છે. તો તે ( એવું ) બ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્ર છે. એટલે " શ્રીકૃષ્ણ " પ્રતીક નજ હોઇ શકે. તે તો ચૈતન્યસ્વરૂપ વ્યક્તિજ છે. " ॐ " તેની પ્રતીક છે.

**॥ " गुरुः ॐ " – સ્મરણ – ધ્યાન – પ્રકાર. ॥**

ત્યારે " **गुरुः ॐ** " આ મંત્રમાંથી " **गुरुः** " આ શબ્દ અગર વાચક વા નામના ઉચ્ચારથી તેનો વાચ્ય વા નામી જે ચૈતન્ય વ્યક્તિ ગુરુમહારાજ તેનું સ્વરૂપ અગર તે પોતે અથવા તેનો ભાવ અગર તેમની શક્તિ ( પ્રકાશ શક્તિ – જ્ઞાન શક્તિ ) હૃદયમાં સ્ફુરી આવે છે. અને એવીજ રીતે " ॐ " આ શબ્દ અગર વાચક વા નામના ઉચ્ચારથી તેનો જે વાચ્ય વા નામી ચૈતન્યવ્યક્તિ શ્રીકૃષ્ણચંદ્ર તેનું સ્વરૂપ અગર તે પોતે અથવા તેનો ભાવ અગર તેની શક્તિ ( આનંદ શક્તિ ) હૃદયમાં સ્ફુરી આવે છે. આમ હૃદયમાં બન્ને બાજુ – ડાબી બાજુ સદ્‌ગુરુદેવ અને જમણી બાજુ શ્રીકૃષ્ણચંદ્ર ઉભા છે અગર વિરાજી રહ્યા છે અને વચમાં " ॐ " **પોતે પ્રતીક હોવાથી** સ્થિત છે. [ આમ આ ચીતારને, જરા વાર ભાવના કરી, પછી ધારણા કરી નિજ હૃદયમંદિરમાં જુઓ; બાદ જોતાં જોતાં ધીરે ધીરે એજ ચીતાર – એજ સ્વરૂપ ઉપર ખસેડી ત્રીકુટીના સ્થળે સ્થાપી ધ્યાન કરો. આ ચીતાર – આ સ્વરૂપનું મોઢું આપણા સામે, જેમ સામે દર્પણ રાખીએ છીએ ત્યારે પોતાનું મોઢું સામે કેમ

રહે છે તેમ, હોવું જોઇએ – એમ જુઓ. પછી એમ કરતાં ધીરે ધીરે ઉપર ચ્હડો મસ્તકે.( બ્રહ્મરંધ્રે – તાલુએ ). ત્યાં આગળ એ ચીતાર – એ ધ્યેય સ્વરૂપ સ્થાપી ઘડીક ધ્યાન કરો. બાદ એમ કરતાં હજુ ઉપર ચ્હડો અને તે મસ્તકના ઉપર ભાગે – મસ્તકના દ્વાદશ (૧૨) અંગુલ ઉપર આકાશમાં – ત્યાં સ્થાપો એ સ્વરૂપ અને ધ્યાન કરો. એમ કરતાં તમને લાગશે – ભાન થશે – પ્રતીત થશે કે જાણે પોતાનું શરીર તેમજ પ્રાણ, મન બધું ઉપર ચ્હડે છે આકાશમાં. ઘડીક આમ કરી જુઓ પછી કહો કેવી મઝા અનુભવી? કેવો આનંદ અનુભવ્યો??
ૐ ગુરુઃ ૐ!!!

## ॥ મનોવૃત્તિ પરમાત્મામાં મશગુલ એજ ઉત્તમ ધ્યાન. ॥

ખેર, સારાંશ ને સિદ્ધાંત એટલોજ છે :—

ધ્યાનનો વિષય ગુપ્ત છે. પોતપોતાની રૂચી તથા નિષ્ઠા અનુસારેજ ધ્યેયસ્વરૂપનો નિર્ણય છે. તમે એક "ૐ" ની પ્રતીકમાંજ ધ્યાન રાખો છો તે પણ બરાબર છે. અને ઇશ્વરના ગુણોમાં રાખો છો તે પણ બહુજ ઠીક છે. અગર તો હૃદય, ત્રીકુટી, મસ્તક વગેરે શરીરના ભાગોમાં ધ્યાન રાખો છો – ત્યાં મનને – મનની વૃત્તિને ટકાવો છો અને ત્યાં "ૐ" અગર બીજા કોઇ ધ્યેયસ્વરૂપની કલ્પના અગર સ્થાપના વા ધારણા કરી તેમાં વૃત્તિને સ્થિર કરો છો, તે પણ ઉત્તમ છે. પરંતુ યથાર્થ વાત – સાર વાત તો એટલીજ છે કે :— ગમે તેમ કરો પણ ઇશ્વરમાં ભાવ હોવો જોઇએ. એક ભાવજ મુખ્ય છે, બીજાં બધાં ગૌણ છે.

### રાગ – જંગલો.

**કેવળ એક ભાવ ભૂખ ગિરિધારી,**
**કોઈ વસ્તુ નાં હરિ મન હરરિ. – કેવળ૦**

પોતાના માનસીક વિચાર – માનસીક વ્યાપાર ઇશ્વરના રાજ્યમાં – ચૈતન્ય રાજ્યમાં હોય તો એજ સર્વથકી **ઉત્તમ ધ્યાન** હું માનું છું. શરીરના અમુક અમુક ભાગોમાં ( ત્રીકુટી, મસ્તક વગેરે સ્થાનમાં ) ધ્યાન જમાવવા કરતાં એક ઇશ્વરનાજ રાજ્યમાં – ઇશ્વરનાજ વાતાવરણમાં પેસી મશગુલ થઈ જવું – મસ્ત બની જવું, બસ એજ **સર્વથકી ઉત્તમ ધ્યાન** હું માનું છું. ભક્ત અને જ્ઞાનીને માટે શાસ્ત્રમાં ત્રીકુટી, મસ્તક વગેરે સ્થળોનો નિર્ણય છે નહિ. જે છે તે યોગીયોને માટે છે. કારણ કે ભક્ત અને જ્ઞાની તો હંમેશાં પરમાત્માનાજ સ્વરૂપમાં – પરમાત્માનાજ ખોળામાં રમે છે. તેનું મન – તેની વૃત્તિ પરમાત્માનાજ રાજ્યમાં ફરે છે. હૃદયમાં હંમેશ ઇશ્વરના ભાવ ઉદ્ભવે છે અને તેમાંજ મશગુલ – ગુલતાન બની રહે છે. હૃદય એટલે એમ ન સમજવું કે વક્ષસ્થળ અર્થાત્ છાતીનો ભાગ: પણ હૃદયનો ખરો અર્થ તો અંતઃકરણ ( conscience ). તો તે હૃદયમાં ઇશ્વરને લાવવો અને વળી હૃદયને ઈશ્વરમાં – ઇશ્વરના રાજ્યમાં – ઇશ્વરના વિચારમાં – ભાવમાં લઇ જવો. એવી રીતે હૃદય ઇશ્વરમાં અને ઈશ્વર હૃદયમાં એમ ઓતપ્રોત – એકમેક થઇ જવું જોઇએ. બસ, મન અને મનની વૃત્તિ ઇશ્વરી ભાવમાં લાગેલાં હોય, તો બીજા ધ્યાનની વળી શી જરૂર ? એજ **ઉત્તમ ધ્યાન** છે.

### ॥ ત્રિકુટી, હૃદય વિગેરે ધ્યાન સ્થળ – નિર્ણય ॥

વધુમાં ત્રીકુટી, મસ્તક વગેરે સ્થળોનો નિર્ણય યોગીયોને માટે જે છે, તે અનેક ચમત્કારો ( સિદ્ધિઓ ) જોવા વા મેળવવા માટે અને મરણકાળે તે રસ્તે ( મસ્તક – બ્રહ્મરંધ્ર થઇ ) બ્રહ્મલોકમાં જવા માટે છે; જ્યારે ભક્ત ને જ્ઞાનીને તો ઇશ્વરના – પરમાત્માનાજ ખોળામાં રમવું છે.

### ॥ ઇશ્વરી ભાવાવેશથી સ્વરૂપઝાંખી ॥

પુનરુક્તિ :—

ધૂન વખતે પણ ધ્યેય સ્વરૂપના નિર્ણયમાં વધુ મથવા કરતાં એક ' ઇશ્વરી ભાવ 'માં તેમજ ' નાદબ્રહ્મ 'માં તલ્લીન થવું એ વધારે સારૂં વા ઠીક છે ( મ્હારી પોતાની માન્યતા તો એવીજ છે ).

અરે ! જ્યારે તમે ભજન – ધૂન કરતાં કરતાં ઇશ્વરી ભાવમાં તેમજ ' નાદબ્રહ્મ 'માં ગુલ્તાન થશો – ભાવાવિષ્ટ થશો – બરાબર ભાવાવેશમાં આવી જશો, તે વખતે પરમાત્મા પોતેજ તમારા ભાવને વશવર્તી તેમજ અનુવર્તી થઇ તમારા ઇષ્ટ સ્વરૂપથી તમારી આગળ ઉભા થશે. – હૃદયમાં સ્ફુરશે. ]

### ॥ " ગુરુઃ ૐ " – ભાવ – વિવરણ ॥

હવે :—

" અગર ' ગુરુઃ ૐ ' એ વાચ્યાર્થ ( શબ્દ ) વચમાં રહી......" આ લખાણનો ભાવ વા ખુલાસો અગર સમજણ આમ છે કે :—

"દરેક વસ્તુના બે અર્થ હોય છે: એક 'વાચ્યાર્થ' અને બીજો 'લક્ષ્યાર્થ'. 'વાચ્યાર્થ' એટલે શબ્દ. 'લક્ષ્યાર્થ' એટલે વસ્તુતત્ત્વ – વસ્તુનું ખુદ સ્વરૂપ. તો અહીં 'ગુરુઃ ૐ' એ શબ્દ વાચ્યાર્થ છે; અને 'ગુરુઃ ૐ' આ શબ્દથી પ્રતીત થતું – ભાન થતું – હૃદયમાં સ્ફુરતું જે ગુરુમહારાજનું સ્વરૂપ ( ચૈતન્ય ) તેમજ શ્રીકૃષ્ણનું સ્વરૂપ ( ચૈતન્ય ) અર્થાત્ 'ગુરુઃ' શબ્દથી ગુરુમહારાજનું અને 'ૐ' શબ્દથી શ્રીકૃષ્ણ ( બ્રહ્મ–ચૈતન્ય ) નું સ્વરૂપ તે તેનો લક્ષ્યાર્થ છે. ત્યારે કાનોમાં અથડાતો કે સંભળાતો, મ્હોડાથી બોલાતો કે નીકળતો આ 'ગુરુઃ ૐ' શબ્દ વા અવાજ તેમજ હૃદયમાં – મનમાં અરે! શ્વાસોશ્વાસમાં ચાલતો આવો આ 'ગુરુઃ ૐ' શબ્દ ( મંત્ર ) વચમાં અને તેના વડે એટલે આ 'ગુરુઃ ૐ' શબ્દ વડે પ્રગટ થયેલાં – પ્રતીત થયેલાં – ભાન વા ભાસ થયેલાં – સ્ફુરેલાં ગુરુમહારાજનું તેમજ શ્રીકૃષ્ણચંદ્રનું આમ આ બે સ્વરૂપ–ચૈતન્ય સ્વરૂપ હૃદયમાં બન્ને બાજુ રહીને કહો ભારે મઝેદારી આપે છે કે નહિ? કેમ આપે છે ને? બસ ત્યારે, જુઓ! અનુભવ કરો!!" ગુરુઃ ૐ! ગુરુઃ ૐ!! ગુરુ ૐ!!!

॥ ચૈતન્ય સ્વરૂપ–પ્રતીતિ–અનુભવ. ॥

[ વધુમાં :—

જેમ કોઇ મેલી વિદ્યાવાળા – મલીન ઉપાસનાવાળા માંત્રીક મંત્રનો ઉચ્ચાર કરે કે તરતજ તે ઠેકાણે ભૂત – પ્રેત (spirit – ghost ) હાજર થાય છે – આવી જાય છે, તેમ આપણા આ "ગુરુઃ ૐ" મંત્રનો ઉચ્ચાર કરતાંજ આપણા હૃદયમંદિરમાં

–મંદિરમાં ચૈતન્યસ્વરૂપ શ્રીગુરુમહારાજ તેમજ શ્રીકૃષ્ણ-ચંદ્ર–બ્રહ્મતત્ત્વનો આવિર્ભાવ તો થાયજ છે; પરંતુ આપણને તેની ખબર પડતી નથી – માલુમ પડતું નથી, તેનું કારણ આપણા હૃદયની મલીનતા તેમજ સાધનની – અભ્યાસની – ઉપાસનાની – ધ્યાનની – સ્મરણની ( આખરે ભાવ વા પ્રેમની પણ ખરી ) અપરિપકવતા – કચાસ. જ્યારે અભ્યાસ કરતાં કાળે કરીને હૃદયની મલીનતા દૂર થઇ હૃદય ચોખ્ખું – શુદ્ધ થશે અને ઇશ્વરી ભાવ વા પ્રેમનો વધારો થશે, ત્યારે એ ચૈતન્યસ્વરૂપની પ્રતીતિ – તેનો અનુભવ – તેની ઝાંખી – તેનાં દર્શન – તેનો સાક્ષાત્કાર પ્રત્યક્ષ વા સ્પષ્ટ થશે. માટે ખુબ પ્રેમથી " **गुरु: ॐ** " મંત્રનો જપ, તેનું રટણ – સ્મરણ કરતા જાવ અને તેના ભાવમાં અગર ' નાદબ્રહ્મ 'માં – ધ્વનિમાં ચકચૂર – મસ્ગુલ બની રહો. એમ કરતાં ચૈતન્યસ્વરૂપનું સ્ફુરણ – તેનો ભાસ – તેની પ્રતીતિ સ્પષ્ટ જણાશે.

અરે ! આખરે મરણકાળમાં, મરણપથારીમાં પડયા પડયા પણ તે ચૈતન્યસ્વરૂપની ઝાંખી – તે મ્હારા ચૈતન્યપ્રભુનાં દર્શન થશેજ. **तथास्तु. गुरु: ॐ.** ]

ॐ ! ॐ !! ॐ !!!

## ॥ " गुरु ", " ॐ " ને " कृष्ण " ની અભિન્નતા. ॥

સારમાં – સારાંશ – સર્વનો નિચોડ – નિષ્કર્ષ :—

વળી ' ગુરુ, ' ' ॐ. ' અને ' કૃષ્ણ ' એ ત્રણે – ત્રિપુટી અભિન્ન છે : ( એમ મેં " પ્રણવાનંદ–લહરી " માં – પાન ૨૬ માં બતાવ્યું છે ) માટે તેઓની પ્રતીક એટલે મૂર્તિ – છબી – ફોટો

પણ જો રાખશો, તોય વાંધો નહિ આવે. [ મેં અહીં "ॐ" ફોટોજમાં આ વાત લક્ષ્યમાં રહે એટલા માટે એવીજ રીતે છબીઓ ગોઠવી છે અર્થાત્ ડાબી બાજુ ગુરુમહારાજની છબી, વચ્ચે "ॐ" ની છબી ("ॐ" પોતેજ છબી છે – પ્રતીક હોવાથી : એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે ) અને જમણી બાજુ શ્રીકૃષ્ણની છબી એમ ગોઠવી છે. જો કે આ બચ્ચાંનો ખેલ હશે; તો પણ **પ્રભુ ભાવ અગર ભાવનાને આધીન છે** – એમ મ્હને ખાત્રી છે. ]

અગર એકલી "ॐ" પ્રતીક (છબી) પણ જો રાખશો, તોય કશો વાંધો નથી. કારણ કે બધું એકજ છે – ત્રિપુટી અભિન્ન છે.

## ॥ કેવળ ગુણચિંતન યા રટણથી ભાવાવેશ. ॥

વળી પ્રતીક માત્રનો ત્યાગ કરી જો ઇશ્વરના ફક્ત ગુણોનુંજ ચિંતન કરતાં કરતાં ભાવાવેશમાં મસ્ત રહેશો અને તેમજ જો "**ગુરુઃ ॐ**" – "ॐ" આવા આ મંત્રનાં કે શબ્દનાં કેવળ સ્મરણ — રટણ — ગુંજન કે ઉચ્ચારજ કર્યાં કરશો અને તેની ટેવ પાડશો – મ્હોડે ચ્હડાવશો અને ભજન – ધૂન વખતે પણ જો ફક્ત ધ્વનિમાંજ – '**નાદબ્રહ્મ**'માંજ મસ્ત બની – ગુલતાન બની નાગની પેરે ડોલ્યા કરશો અને ઘડીકમાં ભાવાવેશમાં આવી જઇ દારૂડીઆની પેઠે લાજ – શરમ મુકી દઇ કાંઇક અંશે શરીરનું ભાન ભૂલી જઈ – દેહાભિમાનનો ત્યાગ કરી એકદમ ઉભા થઇ જઇ નાચવા માંડશો અને તે વખતે એજ ગાન ગાશો, કે :—

"પગે ઘૂંઘરૂ બાંધી મીરાં નાચી રે, પગે ઘૂંઘરૂ (૨). ટેક
મૈં અપને નારાયણકી અબ દાસી રે.—પગે ઘૂંઘરૂ૦
લોક કહે મીરાં હો ગઇ બાવરી, બાપ કહે કુલનાશી રે.–,,
પછી :-લાજ ગઈ અબ લાજ રહાં હૈ, મૈં ગિરિધરકી પ્યાસી રે.–,,"

સાર પછીજ :— "હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે."

વળી :— "જય કૃષ્ણ કૃષ્ણ જય કૃષ્ણ"...........

બાદ :— "ગુરું ૐ...ૐ...ૐ...ૐ"...............

× × × × ×

તોય વાંધો નથી. ઘણીજ સારી વાત છે. પછી આમ કરતાં જો ઘડીકમાં ભાવાવેશમાં આવી જઇ છુટે મોઢે રડી દેશો અગર ગાંડાની પેઠે ઘડીકમાં હસી પડશો, તોય સારી વાત છે – તેમાં કાંઇ હરકત નથી. ૐ ! ૐ !! ૐ !!!

## ॥ નિર્ગુણઅહંબ્રહ્મઉપાસના – પ્રકાર. ॥

વળી આજ લગી – અત્યાર લગી તો મેં 'સગુણઉપાસના' તેમાંય વળી 'ભેદઉપાસના'નીજ વાત કરી; 'નિર્ગુણઉપાસના' ની કે 'અભેદઉપાસના'ની વાત હજી તો મેં કીધીજ નથી. તો, જો તમે 'નિર્ગુણઉપાસના'ની તેમજ 'અભેદઉપાસના'ની પદ્ધતીએ "બ્રહ્મ નિરાકાર, નિર્ગુણ, નિરંજન, નિર્ધર્મી, નિરાલંબ, નિષ્ક્રિય, શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ વગેરે અને આખરે 'નેતિ', 'નેતિ' ઈત્યાદિ નાસ્તિ ગુણવાળા અગર નિષેધ ધર્મવાળા છે : એમ નિર્ગુણ–બ્રહ્મના સ્વરૂપની ભાવના કરી તેમાં એકચિત્ત

થશો તોય, અને તેમજ "એવા (ઉપરોક્ત) સ્વરૂપવાળા (નિર્ગુણબ્રહ્મ હું છું" – "**तदेव ब्रह्म अहमस्मि**" – "**अहं ब्रह्मास्मि**" **इति**–આમ "અહંબ્રહ્મ" ભાવના કરી તેમાં (એવા પોતાના સ્વરૂપમાં) એકચિત્ત – નિસ્ફુરણ ચિત્તવાળા થશો તોય બરાબર છે.

## ॥ સગુણઅહંબ્રહ્મઉપાસના – પ્રકાર. ॥

[ 'સગુણબ્રહ્મ'ની ઉપાસના પણ અભેદબુદ્ધિથી એટલે "અહંબ્રહ્મ" બુદ્ધિ – "અહંબ્રહ્મ" ભાવના વડે થાય છે. તે એ કે :— "સગુણ, સર્વગુણ સંપન્ન, સર્વશક્તિમાન, સર્વસમર્થ, સાકાર, ભક્તવત્સલ, જગતની ઉત્પત્તિ–સ્થિતિ–લય રૂપ ક્રિયા કરનાર, સક્રિય, સર્વ ધર્મ – તમામ ધર્મ જેમાં ઘટે એવા, છતાં શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ, નિર્ગુણબ્રહ્મની સાથે સદા અભિન્ન એવા જે (અસ્તિ ગુણવાળા અગર અધ્યારોપ ધર્મવાળા) 'સગુણબ્રહ્મ' છે, 'તે હું છું' આમ 'અહંબ્રહ્મ' ભાવના કરી તેમાં એકચિત્ત – નિસ્ફુરણ ચિત્ત થવું : એ 'સગુણબ્રહ્મ'ની 'અભેદઉપાસના' અગર 'અહંબ્રહ્મઉપાસના' છે." ]

## ॥ મુક્તિ, – સગુણ વા નિર્ગુણથી. ॥

ઉપર વર્ણવ્યા મુજબ પરમાત્માનાં સ્વરૂપો જુદાં જુદાં છે, તેમ છતાંય સ્વાધિકાર, સ્વરૂચી ને સ્વનિષ્ઠા અનુસારે ગમે તે એક સ્વરૂપનું અવલંબન લઇ ધ્યાન કરતાં પરમાત્મપદ – પરમપદ પમાય છેઃ એ નિર્વિવાદ છે.

મેં મ્હારી પોતાની રૂચી તેમજ નિષ્ઠાનો વિચાર કરી (ઉપર મુજબ) "**गुरुः ॐ**" – અવલંબન નક્કી કર્યું છે. તમો પણ

તમારી સ્વરૂચી તેમજ નિષ્ઠાનો વિચાર કરી ઉપર દર્શાવ્યા મુજબ કોઇ એક અવલંબન નક્કી કરી લેશો.

"પ્રણવાનંદ–લહરી" તેમજ આ બધું – આ તમામ મ્હારા પોતાના મનના તરંગો છે, એટલે કદાચ તે સર્વાંશે બીજાને પ્રિયકર કે ઇષ્ટ ન પણ હોય. માટે સારાસાર વિચાર કરી ગ્રહણ કરશો : એજ પ્રેમસહ વિનંતિ વા સલાહ છે.

ગુરુ ૐ ! ૐ ! ૐ ! ! ૐ ! ! ! ઓ...મ.

૭. પાન ૩૫ ઉપર જે તમે "પ્રણવાનંદ–લહરી" માં પેરો ૨ વધાર્યો છે, તે માટે ખરેખર સહૃદય તમોને ધન્યવાદ ઘટે છે; અને તે માટે સાભાર અભિનંદન દર્શાવું છું. ખરેખર તમારો આ વધારો ચાલતા પ્રસંગને અનુકૂળ છે : તેથી મ્હારા "પ્રણવાનંદ –લહરી"માં તે વધુ ઇષ્ટ છે જાણી સાદર સ્વીકારી લઉં છું.

૮. તમારા પત્રમાં છેક છેવટે તા. ક. માં પુછેલી શંકાનો ખુલાસો–

**॥ "યુક્તયોગી અને યુંજાનયોગી" – વ્યાખ્યા. ॥**

યુક્તયોગી = કોઇ પણ વસ્તુ અગર વિષયને જાણવા હોય, તો ધ્યાન કીધા સિવાયજ જાણી જાય તેને '**યુક્તયોગી**' કહે છે. એટલે જે અબાધીત ત્રિકાળજ્ઞાની વા ત્રિકાળદર્શી હોય, તે 'યુક્તયોગી' કહેવાય. આ ઇશ્વર કોટીમાંજ સંભવે. માટેજ શ્રીકૃષ્ણ યુક્તયોગી છે.

યુંજાનયોગી = કોઇ પણ વસ્તુ અગર વિષયને જાણવા માટે ધ્યાન ધરીને જુએ તોજ જાણી શકે, તે '**યુંજાનયોગી**'

કહેવાય છે. આ જીવકોટીમાં બીજા નારદાદિ, વસિષ્ઠાદિ યોગીયોમાં ઘટે છે.

## ॥ ધ્યાનસ્થળ, – હૃદય પ્રદેશ. ॥

"પ્રણવાનંદ-લહરી"ના પાન ૨૬ માં મેં જે ત્રિપુટીનું ધ્યાન ("ગુરુ," "ॐ" ને "કૃષ્ણ" નું) બતાવ્યું છે, તે તે કાળે હું તો મ્હારા હૃદયમંદિરમાંજ – અંતઃકરણ વા મનોરાજ્યમાંજ આબેહુબ જોતો હતો. બાકી ધ્યાનના પ્રયોગમાં ક્રમ તો એવો છે કે, 'પ્રથમ બરોબર ધ્યેયસ્વરૂપની ધારણા કે ભાવના હૃદયપ્રદેશમાંજ જમાવવી; કારણ કે કોઇપણ વસ્તુનું સ્ફુરણ* વા તેની પ્રતીતિ અગર તેનો અનુભવ કે ભાસ પ્રથમ હૃદયમાંજ થાય છે અને પછી તેની દૃઢ ખાત્રી એટલે **સાક્ષાત્કાર હૃદયમાંજ થાય છે.** વળી 'સગુણબ્રહ્મ' નો વાસ પણ શરીરના હૃદયપ્રદેશમાંજ છે: "**सर्वस्य चाहं हृदि सन्निविष्टः**" ("સર્વના હૃદયમાં હું સમ્યક્ નિવાસ કરી રહેલો છું") [ ગીતા અ. ૧૫ શ્લો. ૧૫. ] "**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽ**

---

*કેટલીક વખત એમ જોવામાં આવે છે કે, કોઈ ભુલી ગયેલી વાતનો વિચાર પ્રથમ મગજ ( brain )માં ચાલે છે. પછી એકદમ હૃદયમાં આવી અનુભવ વા પ્રત્યક્ષજ્ઞાન એટલે નિશ્ચય – યાદ થાય છે. તો તે બાબતમાં એમ સમજવાનું કે, એક નાડી વા રસ્તો જેને બંકનાલ કહે છે તે હૃદયની ડાબી બાજુથી મસ્તક સુધી છે, તે રસ્તે મન દોડાદોડી કરે છે અને મગજમાંથી હૃદયમાં અને હૃદયમાંથી મગજમાં ખબર પહોંચાડયા કરે છે.

**र्जुन तिष्ठति** " ( " હે અર્જુન ! ઇશ્વર સઘળા જીવોના હૃદય-પ્રદેશમાં રહે છે. " ) [ ગીતા અ. ૧૮. શ્લો. ૬૧. ] વગેરે શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને બતાવ્યું છે ગીતામાં. વ્યવહારમાં પણ જોઇએ છીએ કે કોઇપણ વ્યક્તિ જ્યારે કાંઇ ખાત્રી પૂર્વક વાત કરે છે ત્યારે પોતાના હૃદયમાં – છાતીમાં હાથ ઠોકીને બોલે છે. આથી નક્કી થાય છે કે અનુભવ અગર સાક્ષાત્કાર તો હૃદયમાંજ થાય છે. માટે પ્રથમ હૃદયમાંજ બરાબર ધ્યાન જમાવવું. પછી ક્રમે કરી ત્રીકુટીમાં તથા મસ્તકમાં ધ્યેયસ્વરૂપને સ્થાપી ધ્યાન કરવું. ( જુઓ વધુ ખુલાસો આ પત્રના પાન ૬૦ માં )

## ॥ " ધ્યાનસ્થળ " યોગી માટે; નહિ કે ભક્ત યા જ્ઞાની માટે.' ॥

એક વાત વધુ ધ્યાનમાં રાખવાની છે કે :—

" હૃદય, ત્રિકુટી, મસ્તક વગેરે સ્થાન અગર શરીરના ભાગોની કલ્પના યોગીનેજ હોય છે. ભક્તને તો એક પરમાત્માના સ્વરૂપ સિવાય બીજા કશાની કલ્પના કે ભાવના હોતીજ નથી. ભક્ત તો એક પરમાત્માનાજ ખોળામાં પડયા પડયા રમે છે – એક ઇશ્વરના રાજ્યમાં – ઈશ્વરી વાતાવરણમાંજ ફરે છે. એટલે તેને ઇશ્વર સિવાય કાંઇ કલ્પના રહેતીજ નથી. આમ ધ્યાન લાગી જાય ત્યારે મન એની મેળે પોતાના સ્થાન હૃદયમાં – હૃદયાકાશમાં સ્થિર થઇ જાય છે.

## ॥ સ્થિતિ, – ભક્તની એકમાં; જ્યારે જ્ઞાનીની એકત્વમાં. ॥

એવીજ રીતે જ્ઞાનીને પણ તેમનું પોતાનું બ્રહ્માત્મસ્વરૂપ સર્વત્ર – સર્વવ્યાપી હોવાથી કોઇપણ સ્થાનની કલ્પના હોતી નથી.

[ ભક્ત અને જ્ઞાનીની સ્થિતિ લગભગ એકજ પ્રકારની છે. ફક્ત તફાવત એટલોજ કે :—

{ ' ભક્ત ' merges in the **One.**
{ ' જ્ઞાની ' merges in the **Oneness.** ]

**॥ત્રાટક ધ્યાન મર્યાદિત; જ્યારે માનસીક ધ્યાન વિશાળ.॥**

હવે ધ્યાનના પ્રકરણમાં તમારા ખ્યાલનો ખુલાસો :—

' સમગ્ર સ્વરૂપનું ધ્યાન એકી વખતે થવું અશક્ય છે ' એમ સમજાવવા માટે તમે દાખલો આપો છો કે " કોઇપણ માણુસ કે વસ્તુ તરફ જોતાં તેનાં સમગ્ર અંગ એકી વખતે જોઇ શકાતાં નથી. આંખ એક પછી એક જોઇ શકે છે..." તો :—

આ બાબત ખુલાસો એમ સમજવાનો છે કે " તમે કેવા ધ્યાનની વાત કરો છો ? તમારો આ દાખલો ' ત્રાટકધ્યાન ' ની સાથે કાંઇક અંશે લાગી શકે છે. કારણ કે ત્રાટકધ્યાનમાં સામે મૂર્તિ – છબી અગર ફોટો રાખી નેત્રો ઉઘાડાં રાખી મૂર્તિ અગર ફોટા તરફ જોવાનું હોય છે. તો આંખની ગતિ અલ્પ હોવાથી જ્યાં લગી તેની ગતિ હોય ત્યાં સુધીજ – તેટલાં અંગ સુધીજ આંખ જોઇ શકે છે. જ્યારે મનની ગતિ વિશાલ હોવાથી ધ્યાન વિષે તમારો આ દાખલો ઘટે નહિ. વાસ્તવમાં ' ત્રાટક ' એ ધ્યાન ન્હોય, પણ ધ્યાનનું સાધન – તેનો એક પ્રથમ ઉપાય છે. આંખે જોવાનું એ ધ્યાન ન કહેવાય. કારણકે આંખવડે જોયું કે તે જ્ઞાન થઇ ગયું. [ જુઓ વધુ ખુલાસા માટે આ પત્રનું પાન ૫૦. – ] ધ્યાન તો મન વડે – મનની વૃત્તિ વડે થાય છે અને

તે મનની ગતિ આંખની ગતિ જેવી અલ્પ નથી પણ વિશાલ છે. તેથી એકી વખતે સમગ્ર સ્વરૂપનું ધ્યાન થઇ શકે છે.

ધારો કે, આપણા મરી ગયેલા મા-બાપ, બાપ-દાદા અગર દૂરદેશમાં રહેલાં સગાં-વ્હાલાં અગર તો કોઇ પ્રિયતમ મિત્રનું પ્રસંગોપાત સ્મરણ કે સ્ફુરણ થતાંજ એકદમ એકી વખતે તેના ગુણ-કર્મ સાથે સંપૂર્ણ ચીતાર મનોમંદીરમાં – હૃદયમાં સ્ફુરી આવ્યો – ખડો થયો. તો કહો ! અહીં તો જોવાનું સાધન આંખ ખપમાં આવતી નથી, દૂર દેશમાં અગર મરી ગયેલા હોવાથી. છતાંય ધ્યાન તો થયું અને તે કેવળ મન વડેજ થયું. હાં ! ભલે, ત્રાટક કરો. તેની ના નથી અને તેની નિંદા કે ખંડન પણ હું કરતો નથી; પણ બહાર બરાબર આંખે જોઇને – ત્રાટક કરીને પરિપક્વ થાય એટલે તે સ્વરૂપ – છબી – ફોટો અગર મૂર્તિ હૃદયમાં ઉતારી લઇ પછી આંખો બંધ કરી તેનું ધ્યાન કરો.

આંખની દૃષ્ટિ ને આંખ તો બહારજ જોવા માટે હોય છે; જ્યારે આંખ બંધ કરી આંખની દૃષ્ટિ સમેટી લઇ ધ્યાનમાં તો મન વડેજ અંદર જોવાનું હોય છે. એટલે ત્યાં કાંઇ પણ જોવામાં પ્રતિબંધક પડી શકતું નથી. કારણકે મનની ગતિ અલ્પ નહિ પણ વિશાલ છે. એમ ન હોય તો સર્વવ્યાપક – બૃહદ્ બ્રહ્મનું ધ્યાન અને તેને જોવું એ શી રીતે થતું હશે ? અગર વિરાટ બ્રહ્મનું – વિરાટસ્વરૂપનું પણ ધ્યાન શી રીતે થતું હશે ?

ગોસ્વામી તુલસીદાસજી હંમેશાં રામ, લક્ષ્મણ ને જાનકી એ ત્રિમૂર્તિનું ધ્યાન (રામ પછી સીતા ને તે પછી લક્ષ્મણ,

એટલે બંને બાજુ રામ ને લક્ષ્મણ અને વચ્ચે સીતા એમ ગોઠવી ) કરતા હતા. કેટલીક વખત તો આખી સમાજ સાથે આખા અયોધ્યા ધામનું ધ્યાન પણ તેઓ કરતા હતા. તેમના રામાયણમાં જ્યાં જ્યાં આખી સમાજ તેમજ જે જે દેખાવનું વર્ણન છે, તે બધું પોતે ધ્યાન વડે જોયું છે. આજ પ્રમાણે મહાત્મા સુરદાસજી જેવા કૃષ્ણભક્ત પણ સમગ્ર વ્રજભૂમિનું ધ્યાન સમાજ સાથે કરે છે.

[ વળી તેઓ સર્વે હૃદયમંદિરમાં – હૃદયાકાશમાંજ ધ્યાન કરે છે. વધુ ખાત્રી કરવા માટે તુલસીરામાયણ જુઓ. જ્યાં જોશો ત્યાં ઠેક ઠેકાણે ગોસ્વામીજીએ હૃદયમાંજ ધ્યાન બતાવ્યું છે. જ્ઞાનીને એટલે પંડિત–શાસ્ત્રીને બુદ્ધિવાદ એટલે વિચાર પ્રધાન હોવાથી જ્ઞાનતંતુઆનું કામ વધારે પડે છે; તેથી તેમનું મુખ્ય સ્થાન ધ્યાનનું મગજ – માથુંજ છે. જ્યારે ભક્તને ભાવ ને અનુભવ પ્રધાન હોવાથી હૃદયજ મુખ્ય સ્થાન ધ્યાનનું હોય છે. ]

ત્યારે એમ હોય તો તમારી આંખની દૃષ્ટિ ક્યાં રહી ? બસ ધ્યાનમાં આંખની દૃષ્ટિ કે આંખ સ્વતઃની કાંઇ જરૂર નથી, પણ મન ને મનની વૃત્તિ વડેજ ધ્યાન થાય છે.

**अस्तु. इति शम् – शिवमिति. ॐ.**

**गुरुः ॐ – ॐ ! ॐ ! ! ॐ ! ! !**

લી૦ તમારો.........**પા. પરમાનંદ.**

## ॥ ધ્યાન અનુભવગમ્ય છે. ॥

નીશામાં ને નીશામાંજ આ લખ્યું છે. લંબાણ ઘણું થયું છે. છતાંય હજી પણ તૃપ્તિ થતી નથી. આ વિષય – ધ્યાનનો

વિષય એવો હોય છે કે કેટલીક વખતે પોતે સમજી શકે, પણ ભાષામાં વ્યક્ત કરવો કઠણ પડે છે.

> "દેખત સરખી વસ્તુ હૈ, કહેને સરખી નાહી;
> ઐસા અદ્દ્ભૂત દેખકર, સમજ રહો મનમાંહી."
>
> ( કબીરજી )

અહીં પણ એજ સ્થિતિ સમજી લેજો. પણ હવે તો હાથ દુખે છે. તમારા સવાલો પણ ખલાસ થયા છે. એટલે હવે બસ. હવે મનને તેમજ મગજને શાંતિની જરૂર છે. રાત્રી ઘણી થઇ છે. હવે તો સુઇ જાઉં !

લી૦ તમારો......પા. **પરમાનંદ.**

## રાગ-**સોરઠ.**

મેં તો તેરે દાસ પ્રભુજી, મુઝે ના વિસારના. ટેક.
જપ તપ દાન નાંહી, તીરથ સનાન નાંહી;
વેદ-ગ્રંથ-જ્ઞાન નાંહી, નહિ યોગધારણા—મેંતો૦
દીનનકે નાથ સ્વામી, પરમ પ્રકાશ ધામી;
ચરાચર વિશ્વગામી, સબ સુખકારણા— „
શરણ પડા હું તેરી, પૂરો અબ આશ મેરી;
કીજીએ ન નાથ દેરી, સુનીએ પુકારણા— „
તેરે ગુણ-ગીત ગાવું, ચરણન શીશ નાવું;
**બ્રહ્માનંદ** રૂપ ધ્યાવું, ભવ-દુઃખ હારણા— „

## — રાસડો — ( સૂર – ભીમપલાસ. )

બ્રહ્મ માંહે બ્રહ્મ થઇ મ્હાલીએરે,
વ્હાલા ! બ્રહ્મ માંહે બ્રહ્મ થઇને મ્હાલીએ. ( ટેક )

આનંદ રંગમાં, આનંદ સંગમાં;
આનંદે પ્રેમમાં મ્હાલીએરે – વ્હાલા ! આનંદે પ્રેમમાં૦
– વ્હાલા ! બ્રહ્મ માંહે૦ ૧.

શાન્તિથી સ્નાન કરી, બ્રહ્મના તરંગમાં;
આનંદ સિંધુમાં મ્હાલીએરે – વ્હાલા! આનંદ સિંધુમાં૦
– વ્હાલા ! બ્રહ્મ માંહે૦ ૨.

આનંદ આસને, બ્રહ્મજ્યોત ધ્યાનમાં;
આનંદ રૂપ બની જઇએરે – વ્હાલા ! આનંદ રૂપ બની૦
– વ્હાલા ! બ્રહ્મ માંહે૦ ૩.

આનંદ બ્રહ્મ રૂપે, આનંદ દેશમાં;
આનંદે ૐ ૐ ગાઇએરે – વ્હાલા ! આનંદે ૐ ૐ૦
– વ્હાલા ! બ્રહ્મ માંહે૦ ૪.

ૐ ધૂન લાગી ને (ત્યાં),– ભ્રમણાઓ ભાગી;
"ૐ गुरुः ૐ" કહી નાચીએરે – વ્હાલા! "ૐ गुरुः ૐ" કહી૦
– વ્હાલા! બ્રહ્મ માંહે૦ ૫.

આનંદ-મરનીકેરા, બ્રહ્માનંદ લુંટીએ;
આનંદે પરમાનંદ માણીએરે – વ્હાલા ! આનંદે પરમાનંદ૦
– વ્હાલા! બ્રહ્મ માંહે૦ ૬.

— × × × ૐ × × × —

ॐ

ॐ गुरुः ॐ

ॐ

॥ " गुरु-कृपा हि केवलम् " ॥

— ॐ —

# " પ્રણવાનન્દ–લહરી–અભિનય. "

તમારા પત્રના પેરા ૧૧ નો જવાબ :—

## ॥ મોક્ષસાધન – સ્મરણ, તેનો મહિમા તથા વિધિ. ॥

### ॥ અનુસ્મર – અર્થ – ભાવ – વિવરણ. ॥

અત્રે એટલે ગીતાના અધ્યાય ૮ માં પ્રકરણ અગર પ્રસંગોપાત શ્લોક ૫ થી માંડીને શ્લોક ૧૪ પર્યંત ઠેક ઠેકાણે જે **अनुस्मर** શબ્દનો પ્રયોગ છે અને તે વડે અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે જે ઉપદેશ કર્યો છે, તેનો અર્થ 'આજ્ઞાનું અનુસરણ' નહિ, પણ ' સ્વરૂપનું સ્મરણ ' – ' ભગવત સ્મરણ ' છે. અહીં તો તમારા લખ્યા મુજબ ' **અનુસર** ' શબ્દનો કાંઇ સંબંધજ નથી. કારણ કે ' અનુસર ' શબ્દનો અર્થ ' અનુસરવું ' – ' પાછળ પાછળ જવું ' – ' અનુગમન કરવું ' – ' to follow ' એવું થાય છે. અને આ ઠેકાણે તો ' **અનુસ્મર** ' એવો શબ્દ હોવાથી તેનો અર્થ સ્પષ્ટજ છે કે ' યાદ કરવું ' – 'સ્મરણ

કરવું.' સંસ્કૃતમાં 'સર્' ધાતુ ( ક્રિયાપદ )નો અર્થ 'to go'- to move' એવું થાય છે; જ્યારે 'સ્મર્' ( **स्मृ** ) ધાતુ (ક્રિયાપદ)નો અર્થ 'to think' – 'to remember,' એવું થાય છે. તો અત્રે શ્રીભગવાન અર્જુનને 'અનુસ્મર' શબ્દથી 'પોતાના સ્વરૂપને – સ્વસ્વરૂપને યાદ કરવું – સ્મરણ કરવું' એમ કહે છે. વળી આમ ચોકખે ચોકખું – સ્પષ્ટ પણ જણાય છે કે :— '**माम् अस्मनुर**' એવો શબ્દ ગીતામાં ભગવાને કહ્યો છે: એટલે '**माम् अनुस्मर**'નો અર્થ 'મ્હને સ્મર' – 'વારંવાર મ્હને યાદ કર – સંભાર' એમ થાય છે; નહિ કે '**મ્હને અનુસર**'. તમે વળી આ 'અનુસર' શબ્દનો વધુ ખુલાસો કરતાં એવું લખ્યું છે કે "**લડાઇ કર** – શ્રીકૃષ્ણે લડાઇમાં ઉતરવા જે બોધ કર્યો કે આજ્ઞા કરી, તેને અનુસર એટલે તે પ્રમાણે લડાઇ કર – કહ્યું માન ને લડાઇ કર – મતલબ કે લડાઇ કરવા રૂપી આજ્ઞાને અનુસર." તો તમારૂં એવું લખાણ વા સમજણ સમીચીન નથી એમ મ્હને તો લાગે છે અગર જણાય છે. કારણ કે લડાઇ કરવા માટે શ્લોકમાં [ગીતા અ. ૮. શ્લોક ૭ માં] '**मामनुस्मर युद्धय च**' એમ મૂળ ને ભિન્ન ( separate ) શબ્દજ જ્યારે મોજુદ છે, તો પછી '**अनुस्मर**'ની સાથે ગોટાળા વાળવાની અગર ભેળમભેળ કરવાની વા અધ્યાહાર જોડવાની કાં તો ભાવ અગર ભાવાર્થ વધારવાની શી જરૂર ? મૂળ શ્લોકમાં તો ચોકખુંજ છે કે "**माम् अनुस्मर च युद्धय**" [ આ રીતે પદચ્છેદ થાય છે ] એટલે "મ્હને અનુસ્મર અને [ '**च**' નો અર્થ 'અને' થાય છે ] યુદ્ધ કર –

લડાઇ કર ". જ્યારે '**अनुस्मर**' અને '**युद्ध्य**' આમ બે ક્રિયાપદ નોખાં નોખાં છે, તો પછી બધો ભાર '**अनुस्मर**' ઉપર નાંખવાની શી જરૂર છે ?

**॥ખરા સ્મરણનું સ્વરૂપ–(મોક્ષદાઇ સ્મરણની ખરી કુંચી.)॥**

વધુમાં ( ગીતાના ) અધ્યાય ૭ ના છેવટના બે શ્લોક [ ૨૯ ને ૩૦ ] માં આવેલા પ્રસંગ ઉપરથી અર્જુને અધ્યાય ૮ માં છેક પ્રારંભના બે શ્લોક વડે ( ૧ ) 'તે બ્રહ્મ શું', ( ૨ ) 'અધ્યાત્મ શું', ( ૩ ) 'કર્મ શું', ( ૪ ) 'અધિભૂત શું,' ( ૫ ) 'અધિદૈવ કોને કહે છે,' ( ૬ ) 'અધિયજ્ઞ અહીં કોણ છે' અને કેવી રીતે આ દેહમાં છે' અને ( ૭ ) 'પ્રયાણ કાળે નિયતાત્મા એટલે યુક્તચિત્તવાળા પુરૂષો આપને શી રીતે જાણે છે ?' એવા ૭ પ્રશ્નો [ સાંખ્યશાસ્ત્રના ] પુછયા. તેના ખુલાસા વા જવાબ ભગવાને પછીના ત્રણ શ્લોક [ ૩, ૪ ને ૫ ] માં આપ્યા. વળી ૪ થા શ્લોકની બીજી લીટીમાં અર્જુનના પુછેલા ૬ ઠ્ઠા પ્રશ્નના જવાબમાં "આ દેહમાં અધિયજ્ઞ હું જ છું" એમ કહી અર્જુનના પુછેલા ૭ મા પ્રશ્નના ખુલાસામાં ભગવાને ૫ મો શ્લોક કહયો; અને તે એ પ્રમાણે સમજવો કે :— "અંતકાળમાં જે **मामेव** એટલે દેહધારીના દેહમાં રહેવાવાળા સ્વસ્વરૂપ – પોતાના આત્મારૂપ જે હું અધિયજ્ઞ છું એવા એક મ્હનેજ ( આત્મા–પરમાત્મા ભિન્ન કોઇ પણ વસ્તુ વા વિષયને નહિ ) સ્મરતાં શરીરને છોડીને પ્રયાણ કરે છે. તે મદ્‌ભાવને – મુજ સ્વરૂપતાને – તદ્રૂપતાને પામે છે : એમાં સંશય નથી." **મતલબ કે સ્મરણ એ મુક્તિનું – મોક્ષગતિનું સાધન છે.**

પણ તે સ્મરણ આત્મા–પરમાત્મા સંબંધીજ થવું જોઇએ અંતકાળમાં. તોજ ( આત્મા–પરમાત્મા–ભાવ પ્રાપ્તિરૂપ ) મુક્તિ છે; નહિતર ૬ ઠ્ઠા શ્લોકમાં ભગવાને જેમ કહ્યું છે તેમ છે. તે એ કે :— " એટલુંજ નહિ પણ જે જે ભાવનું ( વસ્તુનું – વિષયનું ) અર્થાત્ કોઇ પણ ભાવનું સ્મરણ કરતાં અંતકાળમાં શરીર છોડે છે, હે કૌન્તેય ! તે ( પુરુષ ) સદા તદ્‌ભાવભાવિત હોવાથી તે તે ભાવનેજ પામે છે." મતલબ કે તે પુરુષ બીજા ભાવમાં – બીજા વિષયમાં ચિત્તવાળા હોવાથી મુક્તિ મેળવી શકતા નથી, પણ તત્તદ્‌ભાવનેજ – તત્તદ્‌ગતિનેજ પામે છે. કારણ કે " **मरणे या मतिः सा गतिः**" – "મરણકાળમાં જેવી મતિ (વૃત્તિ) હોય છે, તેવીજ ગતિ મળે છે." તેથીજ ભગવાને અર્જુનને ખુબ ચેતાવીને ૭ મા શ્લોકમાં કહ્યું કે, " **तस्मात्** – માટે ( જ ) સર્વ કાળમાં – હરહંમેશ મ્હારૂં સ્મરણ કર અને યુદ્ધ ( પણ ) કર. [ પરંતુ શી રીતે કરવું તેની યુક્તિ બતાવે છે – **ખરી કુંચી** ( Master key ) હાથમાં આપે છે :— ] '**मयि अर्पित-मनोबुद्धिः**' એટલે મન ને બુદ્ધિ મ્હને અર્પણ કરીને – પોતાના મન–બુદ્ધિ મ્હારામાં – મ્હારે વિષે લગાડીને યુદ્ધ કર : અર્થાત્ પોતાના (પરિચ્છિન્ન) અભિમાન, આસક્તિ, મમત્વ વગેરે સમ્યક્ રીતે મૂકી દઇ એક મ્હારી આજ્ઞા પરાયણ થઇ અગર તો આત્મસ્થ – આત્મનિષ્ઠ થઇ જો તું યુદ્ધાદિરૂપ સંપૂર્ણ કાર્યો – કર્મ કરીશ તો – " **यस्य नाहंकृतो भावो, बुद्धिर्यस्य न लिप्यते । हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥** " [ ગીતા અ. ૧૮. શ્લોક ૧૭.] " જેનો ' મેં કર્યું ' એવો ભાવ ( અહંકાર

– અભિમાન ) નથી, અને જેની બુદ્ધિ [ એક સ્વસ્વરૂપ – શુદ્ધ આત્મા સિવાય બીજા કશાયમાં ( કર્માદિકમાં ) ] લિપ્ત થતી નથી, એવા માણસ આ તમામ લોકને જો કદાચ [ પ્રસંગવશાત્ ] મારી નાંખે તોપણ તે કોઇને મારતા નથી [ એમ કહેવાય ] અને તે [ મારી નાંખવારૂપ ( હત્યા – ઘાતના પાપથી ) ] બંધનને પણ પામતા નથી." આ ઉપર આખ્યાયિકા દેવરાજ ઇન્દ્રની ઉપનિષદમાં છે કે, એક વખત દેવરાજ ઇન્દ્રે દશહજાર ( દુષ્ટ ) બ્રાહ્મણનો વધ કર્યો અને તેમ છતાં તેના પાપથી પોતે લેપાયા નહિ.– બંધાયા નહિ, આત્મજ્ઞાનના પ્રભાવે અગર નિરભિમાન રહેવાથી. [ " હું ટાળી અછતો થઇ રહે, હરિ પ્રભામાં હેયો વહે." ] બસ. આજ પ્રમાણે હે અર્જુન ! તું પણ જો યુદ્ધરૂપ કર્મ કરીશ તો બંધુ આદિના વધરૂપી પાપથી લેપાઇશ નહિ અને ( બલ્કે ) [ શરીર છોડ્યા પછી ] નિઃસંદેહ મ્હનેજ ( મ્હારા ભાવનેજ ) પામીશ."

**॥ વ્યવહારમાં હોવા છતાં ભગવત્સ્મરણ કરવાની યુક્તિ. ।**

ભાઇ ! અહીં બરાબર ધ્યાનપૂર્વક વિચાર કરવાનું છે કે, ( ગીતા અધ્યાય ૮ ના ) શ્લોક ૫ થી પ્રકરણ અગર પ્રસંગ શાનો ચાલે છે ? બસ અંતકાળમાં શરીર છોડીને પ્રયાણ કરી મદ્ભાવ પ્રાપ્તિ એટલે ભગવદ્ભાવપ્રાપ્તિ – ભગવત્સ્વરૂપપ્રાપ્તિ રૂપ મુક્તિ – મોક્ષગતિ મેળવવી અને તેનું – તેવી ગતિ મેળવવાનું સાધન એક '**મ્હારૂ સ્મરણ**' એટલે '**ભગવત્ સ્મરણ**' જ છેઃ એવું પ્રકરણ – એવો પ્રસંગ ચાલે છે; અને એજ ચાલતા પ્રસંગે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને એકદમ પ્રત્યેક કરીને – સજ્જડ ચેતવણી આપીને કહ્યું કે, " **तस्मात् सर्वेषु कालेषु**

**मामनुस्मर.**" અર્થાત્ મદ્‌ભાવ – મતસ્વરૂપ પ્રાપ્તિરૂપ મોક્ષગતિ મેળવવાનું સાધન જ્યારે એક મ્હારૂં સ્મરણજ છે, ત્યારે – ત્યારે તો બસ – **तस्मात्** સર્વ કાળમાં – હંમેશાંજ મ્હારૂં સ્મરણ ( જ ) કર – બસ **मामनुस्मर** [ કારણ કે તેમ કરવાથી ટેવ પડશે – અભ્યાસ પડશે અને અંતકાળમાં શરીર છોડી પ્રયાણ વખતે પણ ( મરણ પથારીમાં પડયા પડયા ) મ્હારૂં સ્મરણ એટલે ભગવત્ સ્મરણ થઇ રહેશે. ] એમ ભગવદ્‌વચન – ભગવદાજ્ઞા સાંભળી અર્જુને મનમાં વિચાર કર્યો કે ચાલો ત્યારે હવે બાવો બની જાઉં !: એટલે વર્ણાશ્રમ ધર્મરૂપ તમામ કર્મનો ત્યાગ કરીને, ત્યાગી – ફકીર બની જઇ ખુબ ભગવત્સ્મરણ કરવા મંડી જઉં. એટલે તેમ કરતાં અંતકાળમાં મરતી વખતે – શરીર છોડીને જતી વખતે પૂર્વ અભ્યાસને લઇ, ટેવ – મ્હાવરો અગર અભ્યાસને લઇ ભગવત્સ્મરણ થશે અને તેથીજ ભગવદ્‌ભાવ – ભગવત્ સ્વરૂપ પ્રાપ્તિરૂપ મુકિત – મોક્ષગતિ મળશે. આમ અર્જુનના મનના વિચાર અંતર્યામી – સર્વજ્ઞ શ્રીકૃષ્ણે જાણી લીધા અને તેથીજ એકદમ એકાએક પુકારીને કહ્યું કે, [નહિ નહિ – તેમ નહિ – તેમ ન કર. ! ઓ અર્જુન ! – ઓ પાર્થ ! – ઓ કૌન્તેય ! – ઓ ધનંજય ! સાંભળે છે કે ? તેમ ન કરતો ! ! ભાઇ ! બાવો બનીશ માં ! ! ! પણ

**॥ ભજન ॥**

( " નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઇને જાવું:
નથી કરવાં ભગવાં કાંય[1], નથી ભેગું કરીને ખાવું. (ટેક)

---

{ ૧. અગર ( પાઠાંતર ) કાય = કાયા – શરીર. }

ગમે તો તમે ભગવાં કરજો, ગમે તો ઉજળાં રાખો;
નથી દૂભવો સામા જીવને, સુખ સામાનું તાકો.—નિશ્ચે કરો.
એક ત્રાજવે સો સંસારી, બીજે જોગી લાવો;
ક્યા જોગીને રામ મળ્યા,— એવો તો એક બતાવો.—નિશ્ચે કરો.
મહેતો મીરાં ને પ્રહ્‌લાદ, સેનો નાપિક નાતી;
ધનો પીપો રોહીદાસ કૂબો, ગોરો કુંભારની જાતી.—નિશ્ચે કરો.
બોડાણો જાતે રજપૂત, ગંગાબાઇ છે નારી;
દાસ થઇને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરિધારી.—નિશ્ચે કરો.
રંકા બંકા સજન કસાઈ, ભજ્યા રાત ને દહાડો;
ક્યા જોગીને રામ મળ્યા,— એવો તો એક દેખાડો.—નિશ્ચે કરો.
નથી રામ વિભૂતિ ચોળ્યે, નથી ઊંધે શિર ઝોળ્યે;
નથી નારી તજી વન જાતાં, જ્યાંલગી આપ ન ખોળે.—નિશ્ચે કરો.
કોઇ નાઠા રાંડોને રોષે, કોઇને ન મળી નારી;
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠા, કેમ રીઝે ગિરિધારી.—નિશ્ચે કરો.
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને;
કડવું મીઠું — મીઠું કડવું, રામજી વશ છે તેને.—નિશ્ચે કરો.
પય ઓથે જેમ ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ;
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ.—નિશ્ચે કરો.")

"युद्धय च" — "યુદ્ધ — લડાઇ પણ કર." અર્થાત્ અહીં આગળ ભાવ એવો છે કે :—

યદ્યપિ સ્વાત્મકલ્યાણ સાધવું —મુક્તિ મેળવવી — ભગવદ્‌ભાવ અગર ભાગવતસ્વરૂપ — બ્રહ્માત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી ["નિસ-

પ્રાપ્તિની પ્રાપ્તિ અને નિત્યનિવૃત્તિની નિવૃત્તિ " એ વેદાંતસિદ્ધાંત છે. ] એ દરેકનો મુખ્ય ધર્મ છે: અને તેને માટે – તે મેળવવા માટે **મુખ્ય સાધન એક ' ભગવત્ સ્મરણ '** જ છે, અને બીજાં બધાં ગૌણ છે; એમ ભગવાનના સ્વમુખના ગીતા–વાક્ય ઉપરથીજ સ્પષ્ટ જણાય છે, તદપિ સંસ્કાર બળથી – પ્રારબ્ધવશાત્ – કર્મના સંયોગે જો કદાચ પ્રવાહપતિતથી પ્રવૃત્તિધર્મ – પ્રવર્તકધર્મ – વ્યવહારીક કર્મ કોઈ કરવાનું આવી પડે અને કરવુંજ જોઇએ એમ જણાય – કર્યા સિવાય છુટકો નથી – ચાલેજ નહિ એમ લાગે, તો તે વખતે તે કરી નાંખવું – બજાવી લેવું – ભજવી લેવું જોઇએ; અને જ્યાં સુધી આપણે સંસારમાં -વ્યવહારમાં - વ્યવહારદશામાં છઇએ - વર્ણાશ્રમના ધર્મના અભિમાની છઇએ – વર્ણાશ્રમધર્મનું અભિમાન ધરાવીએ છીએ વા રાખીએ છીએ, ત્યાં લગી તો વખતોવખત અનેક પ્રવૃત્તિધર્મ, વ્યવહારીક વા લૌકીક ધર્મ–કર્મ અને વર્ણાશ્રમના ધર્મો પણ નડશે, અને આપણાં મુખ્ય સાધન જે ' **ભગવત્ સ્મરણ** ' તેના આડે આવશેય ખરા, છતાંય આપણને તે બધું ભજવવુંજ પડશે – સંપાદન કરવું પડશે. છુટકો ક્યાં છે ? પણ હાં, જો તે ખરી રીતથી – વિધિપૂર્વક કરવામાં ને ભજવવામાં આવે, તો કાંઇ વાંધો વા હાનિ નથી, બલ્કે વર્ણાશ્રમના ધર્મ વેદવિહિત (નિત્ય–નૈમિત્તિકાદિ) કર્મ હોવાથી તે અતઃકરણ–શુદ્ધિનું કારણ વા સાધનરૂપ નિવડે છે. વૈદ્યની માત્રા જો બરાબર રીતથી – વિધિપૂર્વક લેવામાં આવે, તો તે ફાયદાકારક નિવડે છે ને ગુણ દર્શાવે છે, અને જો વગર રીતે – વગર વિધિએ લેવામાં આવે,

તો તેજ માત્રા બહુજ કિંમતી ને ગુણકારી હોવા છતાંય વિપરીત પરિણામ દાખવે છે. માટે વિધિ (process)ની ખાસ જરૂર છે. તો તે રીત – તે વિધિ શું છે ? બસ તે એજ કે "**मय्यर्पितमनोबुद्धिः**" એટલે 'મન–બુદ્ધિ ભગવાનમાં અર્પણ કરી' અર્થાત્ પોતાના (પરિચ્છિન્ન – limitted) અભિમાન, આસક્તિ, મમત્વ વગેરેનો (સમ્યક્‌રીતે) ત્યાગ કરી નિષ્કામ બુદ્ધિથી જે કર્મ કરવામાં આવે તેજ બરાબર વિધિપૂર્વક કહેવાય. શ્રીકૃષ્ણે જાતેજ અર્જુન જેવા અધિકારીને આ વિધિ – આ યુક્તિ બતાવી અને ખરી કુંચી ( Master key ) તેના હાથમાં આપી. એટલે હવે અર્જુનને શી ફિકર ? બસ એજ પ્રમાણે જો આપણે પણ આ વિધિ – આ યુક્તિનો અમલ કરીશું અને અર્જુનના હાથ લાગેલી ખરી કુંચી ( Master key )નો બરાબર ઉપયોગ કરીશું, તો "**मामेवैष्यस्यसंशयः**" આ ભગવદ્‌વચન – શ્રીકૃષ્ણ–વચન અનુસારે નિઃસંદેહ ભગવત્ પ્રાપ્તિ કરીશું – પરમપદ મેળવીશું. પરંતુ ધ્યાનમાં રાખવાનું કે, 'સંપૂર્ણ કર્મ કરતાં – વર્ણાશ્રમધર્મ આચરતાં – તમામ લૌકિક–વ્યવહાર ભજવતાં **ભગવત્ સ્મરણ** તો ચાલુજ જોઇએ': બસ "**સર્વેષુ કાલેષુ મામ્ અનુસ્મર અને યુદ્ધય.**"

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ અર્જુનને સમજાવતાં અર્જુનના મનનાં આંદોલન જાણી જઇને કહ્યું કે, "ભાઇ અર્જુન ! વાત તો ખરીજ છે કે, **મુખ્ય ધર્મ** મદ્‌ભાવ – મત્સ્વરૂપ પ્રાપ્તિરૂપ **મુક્તિજ** છે, અને તે મેળવવાનું **મુખ્ય સાધન મ્હારૂં સ્મરણજ** છેઃ તો પણ અત્યારે આવી પડેલો જે ઉપસ્થિત ધર્મ યુદ્ધ –

'યુધ્ધમાં જીતવું ને રાજ્ય મેળવવું' આ પ્રકારનો જે **ગૌણુ ધર્મ** છે તે, અને વળી ત્હારો ક્ષત્રીયનો વર્ણુ–ધર્મ યુદ્ધ છે, તેથી પણુ તે તેમજ આ જોકે **ગૌણુ સાધન છે** છતાં પણુ તે બજાવ્યા સિવાય હાલ ચાલે નહિ એમ છે, માટે હાલ અગત્યનું હોવાથી યુદ્ધ પણુ કર. પરન્તુ તે ( મ્હેં પ્રથમ દર્શાવેલ ) વિધિ પ્રમાણે તું કર. એટલે તું કર્મ કરતાં છતાં પણુ નિર્લેપ રહી નિઃસંદેહ મ્હારા સ્વરૂપને પામીશ. તો ( હજુ પણુ ફરીથી કહું છું કે ) તે વિધિ **मय्यर्पितमनोबुद्धिः** ''......એટલે કે ત્હારાં પોતાનાં મનબુદ્ધિ મ્હારામાં અર્પણુ કરી – નિરભિમાન બની પોતાનો વર્ણુધર્મ અગર આવી પડેલો ઉપસ્થિત ધર્મ જે યુદ્ધરૂપ કર્મ છે તે તું કર; અને વળી સાથે સાથે – વ્યવહારકાળમાં પણુ – એટલુંજ નહિ પણુ રણુક્ષેત્રમાં યુદ્ધની રમઝટ ચાલી રહી છે એવી સ્થિતિમાં પણુ "**मामनुस्मर.**" પછી આ આવી પડેલા ઉપસ્થિત ધર્મયુદ્ધથી નિવૃત્ત થયા બાદ સંપૂર્ણુ રીતે – સર્વથા એકચિત્ત થઈ મ્હારૂં સ્મરણુ કરજે " બસ તે વખતને માટે ( આ પછીનોજ ) શ્લોક પણુ મોજુદ છે કે :—

" अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ "

[ ગીતા. અ. ૮. શ્લોક. ૮.].

" અભ્યાસયોગયુક્ત અન્ય વિષયમાં ન જવાવાળા ચિત્તવડે હે પાર્થ ! હંમેશાં ચિંતવન કરતાં દિવ્ય પરમપુરૂષને પામે છે ( અધિકારી )."

ચાલો ત્યારે આપણે પણ હવે બધી પ્રવૃત્તિમાંથી – તમામ વ્યવહારથી નિવૃત્ત થયા છીએ, એટલે હવે તો ખુબ લલકારીએ – ખુબ આલાપ – તાન સાથે લલકારીએ.

" ગુરુ ૐ - ૐ - ૐ - ૐ " ......ઓ......મ્ "

॥ કેવળ નામસ્મરણથી પણ ઉદ્ધાર થાય તેમ છે. ॥

આખરે અહીં એમ પણ સમાજનું છે કે, કદાચ આપણે અધિકારની કે બુદ્ધિની મંદતાને લઇ ભગવાનના સ્વરૂપનું સ્મરણ ન કરી શકીએ, તોપણ ભગવાનના ફક્ત નામનું સ્મરણ કરવાથી પણ આપણું કામ થાય છે — બેડો પાર થાય છે : ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પોતેજ [ પાંડવગીતામાં ] કહ્યું છે કે :—

कृष्ण कृष्णेति कृष्णेति यो मां स्मरति नित्यशः ।
जलं भित्त्वा यथा पद्मं नरकादुद्धराम्यहम् ॥ "

અર્થાત્ – " कृष्ण...कृष्ण...कृष्ण આ પ્રકારે જે મ્હારૂં સ્મરણ હંમેશાં કરે છે, ત્હેને હું જેમ કમળ પાણીને ભેદીને ઉપર આવે છે તેમ નરકમાંથી [ જન્મ–મરણવાળા સંસારરૂપી નરકમાંથી ] ઉદ્ધારૂં છું... " ઓ......મ્

ગુરુ ઓ......મ્, ગુરુ ઓ...મ્ ; ગુરુ ઓ...મ્ .

॥ પુનઃ અનુસ્મર–અર્થ–ભાવ–વિવરણ. ॥

વળી મેં ' अनुस्मर ' શબ્દનો અર્થ કરતાં " પ્રણવાનંદ–લહરી–વિચારણા " માં ( પાન ૩૯ માં ) ' એક વખત અનુભવેલી

વસ્તુનું યાદ કરવું-સ્મરણ કરવું' એવું લખ્યું છે. તેમાં તમે પુછો છો કે 'અર્જુનજીને અત્રે કઇ અનુભવેલી વસ્તુ યાદ કરવા કહેતા હશે ?' તો તે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું સ્વરૂપજ વળી. તે સિવાય બીજો કોઇ પણ અર્થ વસ્તુના નિર્દેશમાં [ તમે લખ્યું છે તેમ - તમે '**अनुस्मर**' ના અર્થમાં તે વસ્તુનો અર્થ 'આજ્ઞા માન' એમ કર્યો છે, તો તે ] ન જ હોઇ શકે. [ ગીતાનો વિચાર બરોબર લક્ષ્યપૂર્વક-ધ્યાનપૂર્વક કરો ! એટલે ખબર પડશે - જાણી શકશો. ] મતલબ કે ગીતામાં આ ઠેકાણે ( ૮ મા અધ્યાયમાં ) 'અંતકાળમાં શરીર છોડી પ્રયાણ વખતે ભગવત્ સ્વરૂપનું [ અગર ઉપર દર્શાવ્યા મુજબ ફક્ત નામનું ] સ્મરણ થતાં ભગવદ્ ભાવ -ભગવત્ સ્વરૂપ પ્રાપ્તિ અને તેથી પુનર્જન્મનો-પુનરાવૃત્તિનો અભાવ [ જુઓ-ગીતા. અ. ૮. શ્લોક ૧૫ અને ૧૬ ] રૂપ ( આત્યન્તિક ) મુક્તિ થાય છે' એમ પ્રકરણ વા પ્રસંગ છે, તેથીજ '**अनुस्मर**' નો અર્થ 'સ્મરણ કરવું' એવો થાય છે, નહિ કે 'આજ્ઞા માનવી' અગર 'અનુસરવું.' અને તે વળી '**माम् अनुस्मर**'- 'મને અનુસ્મર' એવું ચોકખું ભગવાને કહેલું હોવાથી 'ભગવત્ સ્વરૂપનું સ્મરણ કરવું એવો અર્થ થાય છે. વળી તે ભગવત્ સ્વરૂપ-તે શ્રીકૃષ્ણસ્વરૂપરૂપ વસ્તુ અર્જુને પ્રત્યક્ષ અનુભવેલી છે. અરે ! પ્રત્યક્ષ **સાકારબ્રહ્મ** એવા જે શ્રીકૃષ્ણ અને જે અર્જુનની સાથે આહાર, વિહાર વગેરે સર્વ ચેષ્ટા - તમામ ક્રિયા એકત્ર (ભેગા) કરવાવાળા હતા, ભલા તે - તે શ્રીકૃષ્ણસ્વરૂપ શું અર્જુને નહિ અનુભવેલું હોય ? નહિ નહિ, કદી પણ નહિ, કદી પણ એમ ન હોઇ શકે : અર્જુને તે કૃષ્ણસ્વરૂપ પ્રત્યક્ષજ અનુભવેલું છે.

અને પછી ગીતાના ઉપદેશ વડે શ્રીકૃષ્ણે પોતાના શુદ્ધ સ્વરૂપનું —સગુણ—નિર્ગુણ—સચ્ચિદાનંદ સ્વરૂપનું પણ ભાન પ્રત્યક્ષજ અર્જુનને કરાવ્યું છે. માટે "હે અર્જુન! **मामनुस्मर**! એટલે મ્હારૂં જે સ્વરૂપ તેં અનુભવેલું છે, ત્હેનું સ્મરણ કર—ધ્યાન કર —વૃત્તિ સ્થાપ!!! બસ એજ અર્થ સમજવો.

## ॥ અભ્યાસથી વ્યવહાર સાથે નિરંતર સ્મરણ સ્હેજે થઇ શકે. ॥

હવે "**सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च**" એટલે "સર્વકાળમાં — નિરંતર મ્હારૂં સ્મરણ કર અને યુદ્ધ પણ કર" એમ શ્રીભગવાને કહ્યું. તો એમાં આપણને શંકા થાય છે કે 'એ શી રીતે બની શકે? યુદ્ધરૂપી વ્યવહાર સાથે ભગવત્ સ્મરણ — ભગવદ્ ધ્યાન રૂપી પરમાર્થ સાધવો એ બને શી રીતે?' એમ જે આપણને અશક્ય લાગે છે, તેનું કારણ બસ એજ છે કે, લાંબા વખતથી આપણને વ્યવહારનોજ વધુ અભ્યાસ કે અનુભવ છે, એટલેજ વ્યવહારનો અભ્યાસ એટલો સજ્જડ પડી ગયો છે કે ઘડીભર વ્યવહાર નથી ભૂલાતો અને તેજ પ્રમાણે પરમાર્થની ટેવ ઓછી હોવાથી પરમાર્થ યાદ નથી આવતો. પરંતુ જ્યારે અભ્યાસ—બળથી — અભ્યાસની પરિપક્વતાએ કરીને આપણે અર્જુન જેવાની સ્થિતિએ પહોંચીશું અર્થાત્ એટલી તૈયારી વા અધિકાર મેળવીશું, ત્યારે — તે વખતે આપણને લાગશે કે 'બરાબર છે, થઇ શકે છે — શક્ય છે.' તે વખતે આપણને એમ પણ લાગશે કે 'અર્જુનને તો એ વાત રમત જેવી લાગતી હશે! અને તેથીજ ભગવાને

એવો બોધ ત્હેને — અર્જુન જેવા અધિકારીનેજ કર્યો.' બસ તૈયારીનીજ ખામી — અધિકારનીજ ખામી છે. આગળના ગૃહસ્થોની અરે! રાજા લોકોની પણ તૈયારી એટલી બધી હતી કે મોટા મોટા ત્યાગી — ઋષિ-મુનિઓ પણ ઉપદેશ લેવા — પરમાર્થ શીખવા તેઓની પાસે આવતા હતા. તેઓની તૈયારી — તેઓના અધિકાર જાણે હિમાદ્રિ શીખર સુધી પહોંચ્યા હોય એમ જણાતા હતા. **ખટ્વાંગ** રાજાએ પોતાનું આયુષ્ય હવે બે મુહૂર્તકાળ સુધીજ બાકી રહ્યું છે એમ જાણી તેટલીજ વખતની અંદર **બ્રાહ્મીસ્થિતિ** પ્રાપ્ત કરી વિદેહ કૈવલ્યમુક્તિ મેળવી. **રાજા પરિક્ષીતે** પણ સાત દિવસમાં ભાગવત શ્રવણ વડે પરમપુરૂષાર્થ — પરમકલ્યાણ — મુક્તિ મેળવી. આ પ્રમાણે ઘણી આખ્યાયિકા — ઘણાં દૃષ્ટાંત મોજુદ છે. તો એ બધું તૈયારીનુંજ પરિણામ છે. બસ અંતકાળ આપણો સચવાય એટલે અંતકાળમાં ભગવત્સ્મરણ — હરિસ્મરણ થઇ રહે, અને તેથી અશાશ્વત ને દુઃખાલયરૂપ પુનર્જન્મના અભાવરૂપ મુક્તિ મળે, તે માટે — તે તૈયારી માટે ભગવાનના કહેવા મુજબ આપણે કરવાનું છે **ભગવત્સ્મરણ:** અને તે વળી **સર્વેષુ કાલેષુ** એટલે અર્જુનને યુદ્ધ કરતાં અને આપણે વ્યવહાર કરતાં એવા સર્વકાળે. બસ આખરે તો ટુંકમાં એજ કે **મામનુસ્મર.**

આપણે તો પોતાનાજ દૃષ્ટિબિંદુ ( view point — stand point ) થી જોઇને વાત કરવી છે, એટલે તેનો નિર્ણય શી રીતે થાય? તેની કિંમત શી રીતે અંકાય?? કુવામાંના દેડકા દરિયાનો મહિમા શું જાણે? તે બિચારાને

દરિયાની માહિતી શી ? – દરિયાની ખબર શી ? ? પુજારી કાચા હોય તો ઘંટડી ચાલે ત્યારે આરતીની આંટી બંધ પડે અને આરતીની આંટી ચાલે ત્યારે ઘંટડી બંધ પડી જાય; પણ જો પાકા એટલે હુશીયાર પુજારી હોય તો બંને સાથે ચાલે. હુશીયાર યોદ્ધા હોય તે બે હાથે તલવાર રમાડે. અર્જુન પણ બંને હાથે બાણુ ચલાવતા. વળી કેટલાક શતાવિધાની કે અષ્ટાવિધાની હોય છે કે જેઓ એકીવખતે અનેક કામ કરી બતાવે છે. અને બધાં કામમાં એકીવખતે એકાગ્રતા રાખવી પડે છે. કારણ કે એકાગ્રતા રાખ્યા વગર તે થાય નહિ એમ છે. તો એ શું ? બસ અભ્યાસનીજ બલિહારી. અભ્યાસથી બધું થઇ શકે એમ છે. અશકય કાંઇ પણ નથી.

## ॥ વ્યવહારમાં સ્મરણ ન ભુલાય તે "સ્વરૂપનિષ્ઠા." ॥

વધુમાં પાતંજલ મુનિએ પોતાના યોગદર્શનમાં "**वृत्तिसारूप्यमितरत्र**" [ સમાધિપાદ. સૂત્ર ૪ ] આ સૂત્ર વડે બતાવ્યું કે "[ યોગાવસ્થામાં એટલે ચિત્તવૃત્તિના નિરોધકાળમાં દ્રષ્ટા સ્વરૂપમાં સ્થિત થાય છે; જ્યારે ] અન્ય વખતે એટલે નિરોધકાળ ( યોગાવસ્થા ) માં નહિ એવા વ્યુત્થાન કાળમાં – વ્યવહારદશામાં વૃત્તિ તદ્રૂપતાને પામે છે. અર્થાત્ સામે જે વિષય હોય તેની સાથે વૃત્તિ તદાકાર થઇ જાય છે." તો આથી – આ સૂત્રમાંથી ભાવ એવો નિકળે છે યા જણાય છે કે વ્યવહારકાળમાં પરમાર્થનું અનુસંધાન રહેવું કઠિન છે. કારણ કે વૃત્તિ જ્યારે એકજ વિષયમાં – વ્યવહારમાં લાગી ગઇ – તદ્રૂપતા – તદાકારતાને

પામી, તો પછી બીજા વિષયમાં — પરમાર્થમાં શી રીતે લાગે? એટલે અર્જુનને યુદ્ધ વખતે ને આપણને વ્યવહાર વખતે ભગવત્સ્મરણ થવું ને રહેવું મુશ્કેલ લાગે છે. તેથી "**सर्वेषु कालेषु मामनुस्मर**" આ ભગવદ્વાક્યનો — આ ભગવદ્વચનનો અમલ થવો ભારે કઠિન પડે છે. પરંતુ પાતંજલ મુનિનું એજ યોગદર્શન સમ્યક્ વિચારતાં અને આ પછીના સૂત્રો ઉપર બરાબર ધ્યાન ખેંચતાં આ આપણી ઉઠેલી શંકા દૂર થાય તેમ છે. તો ચાલો, હવે યોગસૂત્ર વિચારીએ :— બસ આ પછીના સૂત્રો વિચારતાં

મુદ્દાની હકીકત એમ જણાય છે કે, અભ્યાસ–વૈરાગ્યવડે વૃત્તિનો નિરોધ થતાં તથા ઇશ્વરપ્રણિધાન અને તેનાં સાધન પ્રણવનો જપ ને તેના અર્થની ભાવના એટલે ઇશ્વરનું ધ્યાન વગેરે સાધન કરતા, તેમજ આ ઉપરાંત અનેક ધ્યાન–સમાધિ ( એટલે સંપ્રજ્ઞાત — અસંપ્રજ્ઞાત, સવિતર્કા — નિર્વિતર્કા, સવિચારા — નિર્વિચારા રૂપી સબીજ સમાધિ )નો અભ્યાસ કરતાં કરતાં પરિપક્વ દશામાં યોગીને '**अध्यात्मप्रसाद**' પ્રાપ્ત થાય

છે અને ત્યાં આગળ — તે વખતે '**ऋतम्भरा प्रज्ञा**' ["**ऋतम्भरा तत्र प्रज्ञा.**" (સમાધિપાદ. સૂત્ર ૪૮.)] કરીને એક એવી પ્રજ્ઞા (બુદ્ધિ) યોગીને પ્રાપ્ત થાય છે કે તે વખતે તે યોગી ગમે તેટલા વ્યવહારની અંદર હોય પણ તેની સ્વરૂપનિષ્ઠા જતી નથી — ભૂલાતી નથી. બસ તે વખતે તે ( યોગી ) અર્જુનની પેઠે રણભૂમિ ઉપર ઉભા રહી લડાઇમાં ચાલી રહેલી રમઝટની અંદર પણ "**मामनुस्मर**" આ ભગવદ્ વાક્યનો આ શ્રીકૃષ્ણવચનનો — ઇશ્વરાજ્ઞાનો અમલ બજાવી શકે છે. અને

તેથી સંસારનું – વ્યવહારનું નાટક પણ બરાબર ભજવી શકે છે. આજ પ્રમાણે વેદાંતમાર્ગના – જ્ઞાનમાર્ગના અધિકારી (જ્ઞાની) પણ જ્ઞાનની ચોથી ભૂમિકામાં જ્યારે પહોંચે છે, ત્યારે પ્રવૃત્તિ – નિવૃત્તિ, વ્યવહાર – પરમાર્થ વગેરે બધું કરી શકે છે અને છતાંય પરમાર્થ એટલે સ્વરૂપનિષ્ઠા ભૂલાય નહિ – ચૂકાય નહિ તેમ છે. "**જ્ઞાની જ્ઞાન દશાની દોર કદી ચૂકે નહિ રે...**"

[ જુઓ પાગલ–પસંદગી પાન ૧૪૬. ભજન નં. ૧૩૭. ]
અખાજી પણ કહે છે કે :—

—: રાગ બિહાગ :—

**"અકલ કલા ખેલત નરજ્ઞાની :**
**જૈસેહિ નાવ હિરે ફિરે દશો દિશ,**
**ધ્રુવ તારે પર રહત નિશાની..."**

એવી રીતે ભક્ત પણ અર્જુનના જેવી અમુક સ્થિતિમાં પહોંચ્યા પછી "**સર્વેષુ કાલેષુ** – '**मामनुस्मर**' " આ ભગવદ્વાક્યનું – ઇષ્ટવાક્યનું પાલન કરી શકે છે અને સારી પેઠે આને આચરણમાં ઊતારી શકે છે.

## ॥ નિર્બીજસમાધિ – સ્વરૂપ. ॥

[ પરંતુ જે યોગી આગળ વધતાં એટલે અભ્યાસ–બળથી સબીજસમાધિમાંથી પણ પસાર થઇ સર્વના નિરોધ વડે '**નિર્બીજસમાધિ**' માં પહોંચે છે, બસ વ્હેને તો પછી કાંઈ નહિ. જડ જેવી સ્થિતિ એવી '**જડસમાધિ**' વા

'નિર્વિકલ્પસમાધિ' લાગી રહે છે, તે વખતે ત્હેને વ્યવહારની ઉપાધિ કાંઈ પણ નડતી નથી, અરે! ત્હેની પાસે પણ આવી શકતી નથી. બસ તે વખતે તો અખંડ પરમાનન્દજ એક છાઇ રહે છે. બહાર–ભિતર, નીચે–ઉપર, આજુ–બાજુ, આગળ–પાછળ **सर्वतः** એક પરમાનન્દજ "**परमानन्दः**" બસ તે સિવાય કાંઇ ન મળે.

આજ પ્રમાણે જ્ઞાની જો ચોથી ભૂમિકા પસાર કરી ઉપરની ભૂમિકા (૫મી, ૬ઠ્ઠી ને ૭મી) માં ચ્હડે ને આરૂઢ થાય, તો બસ? ખલાસ!! ખતમ મામલા!!! પછી તો થઇ રહ્યું. ખેલ ખલાસ થયો. પડદો પડયો. તે વખતે ખરેખર જ્ઞાનીને ક્ષયરોગ લાગુ પડે છે અને તે ક્ષયની ભૂમિકા (stages) ચ્હડતાં ચ્હડતાં આખરે **સમાપ્ત!** યવનિકા–પતન!! **good-bye**!!! "ઓ......મ."

## ॥ સ્મરણમસ્તિ તથા ભગવાનની ભકતવત્સલતા. ॥

એવીજ રીતે જે ભક્ત આગળ પડયો અને અખંડ સ્મરણ –કીર્તન કરતાં કરતાં – ખુબ લલકારતાં – અરે! આલાપ, તાન, મૂર્છન ને ગમક સાથે રીતસર ખુબ લલકારતાં જ્યારે છુટા મ્હોડે ધડીક રડી લઇ પ્રભુના ખોળામાં માથું મૂકી સૂઇ ગયો ને ધસધસાટ ઉંઘી ગયો અને પછી જાગીને ઉઠી બેઠો ને પુનઃ સ્મરણ – રટણ ચાલુ થયું ("ગુરુ ઓ...મ, ઓ...મ, ઓ...મ, ઓ...મ......આ પ્રમાણે), અરે! હવે તો "**मामनुस्मर**" નો બોર્ડ અગર ફોટો ગળામાં લટકાવી, છાતી

પર સ્થાપી મુખ, બસ ખુબજ લલકારવા માંડયો ( " ગુરૂ ઓ... મ, ઓ...મ, ઓ...મ, ઓ......મ.........) અને તેમાં — ભાવમાં — નાદબ્રહ્મમાં મસ્ગુલ બની ગયો, સર્પની પેઠે ડોલવા માંડયો — ઝોલા ખાવા માંડયો અને વળી નાચવા મંડી પડયો — ગાંડાની પેઠે ખુબ નાચવા લાગ્યો — ખુબ નાચ્યો, ત્યારે — તે વખતે ભગતની પાસેથી વ્યવહારે માગી રજા. ભગવાન બિચારાને પડી ફકર. ભગવાન મનમાં સોચવા લાગ્યા. આખરે " એની દશા તો બદલી, પણ ફિકર એની મ્હને પડી " એમ કહી લક્ષ્મીજી તથા બેઠેલી અન્ય મંડળીમાંથી ભગવાન એકાએક ઉઠયા ને પેલા આપણા ભગતની પાસે આવ્યા અને મુંગે મ્હોડે કામ કરવા માંડયા એટલે બચ્ચાની સંભાળ જેમ મા–બાપ રાખે છે, તેમ બહુજ કાળજીથી આપણા આ ભગતની સંભાળ ભગવાન રાખવા લાગ્યા. પછી તો નરસિંહ મહેતાનાં યોગ–ક્ષેમ જેમ નિભાવ્યાં હતાં, તેમ આ ભક્તનાં પણ યોગ–ક્ષેમ ભગવાન નિભાવવા લાગ્યા ( જુઓ ગીતા. અ ૯. શ્લો. ૨૨ અને પાગલ–પત્રિકા નં. ૫. – "ભક્તિ". પાન. ૧૬. )

પદ. " માથાના મુગુટ " એ લય.

**હરિ ન વિસારે, તેને હરિ ન વિસારે રે;**
**હરીને વિપત્તિ પતિ, સારા અર્થ સારે રે. —હરિ૦**

આ રીતે આપણા ભગતજીને તથા ભગવાનજીનો મેળાપ, નિવાસ ને સંવાદ થયો. પછી તો થોડા દિવસમાંજ ભગતજીએ " રામ રામ " કર્યા ! બસ પોટલું બાંધી તૈયારી કરીને " છેલ્લી સલામ " કરી ચાલી ગયા. ]

ભાઈરે ! આપણો વિષયજ જુદો છે, એટલે એ વાત સમજવી અઘરી તો પડેજ. વ્યવહાર આપણો મુખ્ય છે, પરમાર્થ નહિ : તેથીજ પરમાર્થ સમજવા આપણને હરકત યા કઠિન પડે છે. જો આજ પ્રાચીન કાળની પ્રણાલીકા મોજુદ હોત – આપણા પૂર્વજોની – આગળના ગૃહસ્થોની – રાજા લોકોની–ઋષિ –મુનિઓની પદ્ધતિ – શિક્ષણ–પદ્ધતિ ચાલુ હોત અને તે પ્રમાણે વ્યવહાર ને પરમાર્થ શીખવવામાં આવત, તો અત્યારે "**સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુદ્ધય ચ**" એ ગીતાવાક્ય – ભગવદ્‌વાક્ય સમજવાને એટલી આપત્તિઓ – હરકતો ખેડવી ન પડત. હશે પ્રભુની મરજી !

ખેર હવે તો આપણે કરવાનું શું છે – **આચરણમાં** – **વ્યવહાર** ( **practice** )**માં ઉતારવાની કળા વા યુક્તિ શું છે, તેનું થોડુંક** બ્યાન વા વર્ણન કરીશું. ચાલો ત્યારે :—

॥ મને કે કમને નામસ્મરણ – પ્રભાવ. ॥

આપણે વ્યવહાર કરતી વખતે ભાગ્યું–તુટ્યું, અડધું–પડધું, આડું–અવળું, જેવું આવે તેવું, ભલે ને એકાગ્રતા ન રાખી શકાય, તો પણ 'ભગવત્ સ્મરણ' તો જાળવી રાખવું; સર્વ કાળમાં – વારંવાર ન થઈ શકે, તો જ્યારે યાદ આવે ત્યારે કરવું; વળી ભગવત્ સ્વરૂપનું સ્મરણ અગર ધ્યાન ન થઇ શકે, તો ભગવત્ નામ –( "હરિઃ ૐ, ગુરુઃ ૐ, ૐ, ૐ, ઓ...મ્") નું પણ સ્મરણ અગર ધ્યાન ચાલુ રાખવું; અને જો કદાચ હૃદયમાં – મનમાં ન બને, તો મ્હોડે બડબડવું; અને આખરે

"[illegible]" - મને નહિ તો કમતે પણ ખઇ. એમ કરતાં જેમ જેમ ટેવ પડશે – મ્હાવરો પડશે, તેમ તેમ વધું સ્મરણ – રટણ ચાલશે. પછી તો વ્યવહારની રમઝટમાં પણ – વ્યવહારીક યા સંસારીક ઉપાધીની ગડબડમાં હોવા છતાંય, કોઇ વખતે – ભૂલે-ભટકે પણ, પડેલી વા જામેલી ટેવને લઇ પરમાત્માનું સ્મરણ – ધ્યાન થશે; અગર તો ત્હેનું નામ મોઢામાંથી નિકળશે, અરે ! મોટેથી પોકારી ઉઠાશે – લલકારી ઉઠાશે – બબડી ઉઠાશે; આખરે કાંઇ પણ નહિ તોય ગણગણાટ તો ખરોજ. વિદ્યાર્થી રમતમાં ચ્હડે છે ત્યારે રમતની લ્હેમાં આવી પોતાનો પાઠ ભૂલી જાય છે; પરંતુ રમતાં રમતાં ખરી રમઝટની અંદર હોવા છતાં પણ ગોખવાની આદત પડેલી હોવાથી, કોઇ વખત એકાએક લલકારી વા બબડી ઉઠે છે. પછી રમત પુરી થાય છે ત્યારે પાઠમાં એકદમ ગુલતાન બની જાય છે. આજ પ્રમાણે આપણે વ્યવહારની અંદર જેમ તેમ પણ સ્મરણ ચાલુ રાખી, બાદ વ્યવહાર પુરો થતાં ખૂબ મસ્ગુલ બની જવું – ખૂબ ગુલતાન – બસ બરાબર એકચિત્ત થઇ જવું, શ્રીહરિના સ્મરણમાં.

રાગ – સોરઠ. "રાખો નિત ફિકર હમારી" એ લય.

દઢ રહી ચહી હરિ ગુણ ગાઓ,
શ્રીરામ નામ જપે જાઓ રે, – [illegible]

એમ થોડું થોડું (વ્યવહારાદિમાં) પણ નિરંતર એટલે જાએ જ્યારે યાદ આવે ત્યારે પરંતુ હંમેશ અર્થાત્ મુખ્યપણે સ્મરણ કરતાં આપણા સંસ્કાર બંધાશે ને દઢ થશે: [ ગુરુ નાનક સાહેબ કહે છે કે, "ઉઠત બૈઠત સોવત નામ, કહે [illegible]

**જનકા સહ કામ.**" પતંજલિ મુનિ પણ પોતાના યોગદર્શનમાં કહે છે કે, "**स तु दीर्घकाल नैरन्तर्य सत्काराऽसेवितो दृढभूमिः**" ( સમાધિપાદ. સૂત્ર ૧૪. ) અર્થાત્ "લાંબા વખત સુધી એટલે '**आसुप्तेरामृते कालम्**' – 'સૂઈ ન ગયા હોય ત્યાં સુધી અને મરી ન ગયા હોય ત્યાં સુધી', નિરંતર અને સત્કારથી એટલે શ્રદ્ધા-પ્રેમથી સેવન કરવામાં – આચરવામાં આવે તો તે ( અભ્યાસ ) દૃઢભૂમિ થાય.". ] પછી તો સૂઈ જઈશું તો પણ – ઘોર સુષુપ્તિની અંદર પણ તે સ્મરણ કાયમ રહેશે. આ ઉપર એક દૃષ્ટાંત છે કે, "એક રાજા ભારે સંતસેવી હતા. સાધુ-સંતની સેવામાં પોતાની મિલ્કતને બહુજ ખરચી નાંખી હતી; અને વધુ વધુ ખરચ કર્યેજ જતા હતા. આ જોઈ પ્રધાને ( દીવાન સાહેબે ) વિચાર કર્યો કે, 'આમ તો રાજા બધું ઉડાવી દેશે ને ખુવાર થશે; માટે એમને સમજાવવું.' એમ વિચાર કરી પ્રધાન રાજાને સમજાવવા લાગ્યો કે, 'હે મહારાજ ! આવી રીતે સાધુઓને જમાડવાથી કશો લાભ નથી. બલ્કે ગરીબોને જમાડવાથી તેઓ આશીર્વાદ પણ આપશે. આ સાધુલોકો તો નકામા 'કાલી રોટી ને ધોળી દાળ' ખાઈ ખાઈને બગાડે છે – બરબાદ કરે છે : ભજન-બજન તો કશુંજ કરતા નથી. ફક્ત હરામના – મફતના ખાઈ ખાઈને ખૂબ ઉંઘે છે – ઉધ્યાજ કરે છે. માટે હજુર આ પ્રમાણે નકામા ખરચ ન કરે તો સારૂં.' આ સાંભળી રાજાએ જાણ્યું કે, 'આ મંત્રીને સાધુનો મહિમા, તેઓના ભજન – સ્મરણ – રટણના મહિમાની કાંઈ પણ ખબર નથી – કાંઈ પણ માહિતી નથી.' 'માટે એમને દેખાડવું જોઈએ,'

એમ વિચાર કરી રાત્રિના વખતે રાજા મંત્રીને સાથે લઇ જ્યાં સાધુલોકો ઉતર્યા હતા ત્યાં ગયા. જમાત પડેલી હતી. બધાય ઉંઘી ગયા હતા – ઘોર ઉંઘમાં હતા. શીયાળાનો દિવસ હતો. માહા મહિનાની ઠંડી, તેમાંવળી રાતનો વખત હતો. રાજાએ પ્રધાનને હુકમ કર્યો કે, 'માંટલામાં ઠરેલું પાણી બધા ઉંઘતા સાધુઓ ઉપર છાંટો.' રાજાનો હુકમ એટલે પ્રધાને તેમ કર્યું. બધા સાધુ એકદમ મોટેથી રામ રામ, રામ રામ, રામ, રામ...કરતાં જાગી ઉઠયા. આથી રાજાએ મંત્રીને કહ્યું કે, 'જુઓ, આ લોકોની અંદર રામ હતો ત્યારેજ મ્હોડેથી એકદમ નીકળ્યો. તમારા ઉપર આ પ્રયોગ અજમાવવામાં આવત તો તમે રામ–રામ કરીને નહિ પણ અનેક ગાળો ભાંડતાં – અનેક અપશબ્દો બોલતાં જાગી ઉઠતે. તમારા મોઢાથી ગાળ, ત્યારે આ સાધુઓના મોઢાથી રામ નીકળે. બસ એજ – એટલોજ ફેર છે, સંસારીમાં ને સાધુમાં.' આમ કહી રાજાએ સાધુઓનો મહિમા – તેઓના ભજનનો મહિમા – તેઓના સ્મરણનો મહિમા – તેઓના રટણનો મહિમા બતાવ્યો, અરે ! પ્રત્યક્ષ દેખાડયો."

બસ એ પ્રમાણે જ્યારે આપણું સ્મરણ દૃઢભૂમિ થશે, ત્યારેજ – બસ ત્યારેજ નિઃસંદેહ મરણકાળમાં પણ થઇ રહેશે : એટલે બેડો પાર, બસ નિઃસંદેહ ફતેહમંદ નિવડીશું. ઓ...મ.

## ॥ કેવળ નામસ્મરણનો પ્રભાવ. ॥

[ છેવટે એટલું કહી (જો કે આગળ ઘણી વખત કહ્યું છે, તો પણ દૃઢતાને ખાતર ફરી કહીને) વિરમીશ કે :—

"**वाच्यवाचकयोरभेदः**" – "નામી ને નામ એ બન્નેનો **અભેદ છે" – "નામ–નામીનો અભેદ છે." માટે નામ ગાવો! નામ સ્મરો!! નામ ધ્યાઓ!!!**

વળી '**ધ્યાન**' શબ્દથી એમ ન સમજવું કે, "બસ આંખો મીંચીનેજ ધ્યાન થાય છે; અને વળી તે ધ્યાનમાં અમુકજ સ્વરૂપ જોવું જોઇએ." નહિ, બસ એમ નહિ, કિંતુ ધ્યાનની વ્યાખ્યા તો એમ છે કે "ધ્યેયાકારની વૃત્તિ કરવી – **ધ્યેયાકાર વૃત્તિ" બસ તેજ 'ધ્યાન'** – તેજ ધ્યાનની વ્યાખ્યા છે. તો અહીં "નામ ધ્યાઓ" એમ કહેવાથી **નામ** ('**ॐ**' શબ્દ; નહિ કે પ્રતીક આદિ કાંઇ પણ બીજું) કે જે ધ્યેય – જે ધ્યેયસ્વરૂપ, બસ ત્હેનીજ વૃત્તિ કરવી – **નામાકાર વૃત્તિ કરવી;** અર્થાત્ નામનું સ્ફુરણ વૃત્તિમાં થવું જોઇએ. બસ જ્યારે સ્ફુરણ થાય ત્યારે નામનુંજ – જ્યારે ઉભરો આવે ત્યારે નામનોજ. એમ હોય તો – એવી રીતે એક નામનુંજ ધ્યાન રહે તો, ગીતાના વાક્ય "**मामनुस्मर**" ના "**माम्**" શબ્દથી બોધાયલું જે નામથી અભિન્ન સ્વરૂપ છે, એટલે નામી ખુદ છે ( ગીતા અ. ૮. શ્લોક ૧૩ પ્રમાણે ), તેથી પણ કાંઇ વિરોધ આવશે નહિ. કારણ કે એ પણ શ્રુતિ–સિદ્ધાંત – વેદ–પ્રમાણ છે કે "**वाच्य-वाचकयोरभेदः**" એટલે નામ–નામીનો અભેદ છે. વળી યુક્તિ અને અનુભવથી પણ માલુમ થાય છે કે ફક્ત નામનુંજ સ્મરણ – ચિંતન – રટણ – ધ્યાન કરી ઘણા ભક્તો આજ સુધીમાં તરી ગયા છે. રામ ( સ્વરૂપ ) હતા ત્યારે કેટલાક ભક્તોને તાર્યા હશે, પણ રામ નામ તો અદ્યાપિ હજારો – લાખો ભક્તોને

તાર્યાં કરે છે. માટે ગોસ્વામી તુળસીદાસજી કહે છે તે ખરેખરૂં જ છે કે :—

"રામ ન શકે નામ ગુણ-ગાઈ."

બસ એજ. ઓ............મ. ]

## ॥ ચૈતન્યસ્વરૂપ – નિર્ણય. ॥

તમારા પત્રના પેરા ૧૨ નો ખુલાસો :—

મ્હારા "પ્રણવાનંદ–લહરી–વિચારણા" લેખમાં જ્યાં ત્યાં જે 'ચૈતન્યસ્વરૂપ' એવું લખાણ છે, તેનો અર્થ તે ઠેકાણે તો મેં સાધારણ – સામાન્ય ( ordinary–simple ) જ લીધો છે "ચૈતન્ય" શબ્દનો અર્થ બધાય જાણે છે કે, 'ચૈતન્ય' એટલે 'જીવન્ત,' 'મૃતક' નહિ ( living, not dead ) ; અને 'સ્વરૂપ' એટલે 'વ્યક્તિ': એમ "ચૈતન્યસ્વરૂપ" નો અર્થ 'જીવન્ત વ્યકિત' એવો થાય છે. એજ અર્થ આપણા "પ્રણવાનંદ–લહરી–વિચારણા" લેખમાં ઇષ્ટ છે: નહિ કે મ્હોટો લાંબો–પહોળો અર્થ કરવાનો છે — તલસ્પર્શી ( ઉંડો ) વિચાર કરવાનો છે, અને તે માટે મગજને વધુ તસ્દી આપી ઠેઠ સુધી પહોંચાડવાનું યા દોડાવવાનું છે. મ્હારો પ્રથમ લેખ "પ્રણવાનંદ–લહરી" વાંચતાં તેમાં જે તમોને શંકા સ્ફુરી, અને મ્હારા લખાણમાં "છબી" ને "મૂર્તિ" એવા શબ્દનો પ્રયોગ હોવાથી તેમાં જે તમોને 'જડ–છબી' અગર 'જડ મૂર્તિ' એવી જાતની ભૂલભરેલી સમજણ થઇ છે, એવું મ્હને સમજાયું – એવું મ્હારા સમજવામાં આવ્યું, બસ ફક્ત ત્હેનેજ માટે – તે

જડપણું તમારા મગજમાંથી ખસેડવા માટે – તે જડત્વનો – જડ શબ્દનો નિષેધ કરવા માટેજ મેં મ્હારા બીજા લેખ "પ્રણવાનંદ –લહરી–વિચારણા" માં જ્યાં ત્યાં "ચૈતન્ય" શબ્દ – "ચૈતન્યસ્વરૂપ" એવો શબ્દ પ્રત્યેક કરીને વાપર્યો છે. સમજો કે, તમે ખુદ છો અને તમારો પડાવેલો ફોટો અગર છબી છે, તો એ બેમાં જડ કોણ ને ચેતન કોણ? બસ તમે ખુદ એ ચેતન – ચૈતન્યસ્વરૂપ છો; અને તમારો જે ફોટો અગર છબી છે તે જડ – જડ સ્વરૂપ છે. આજ પ્રમાણે શ્રીકૃષ્ણચંદ્ર અગર ગુરુમહારાજની જે છબી – મૂર્તિ યા ફોટો છે, તે જડ સ્વરૂપ છે; અને તેઓ ખુદ છે તે ચૈતન્યસ્વરૂપ છે. બસ સાદો અર્થ એવો છે: અને ખપ પણ એટલાનોજ આ ઠેકાણે છે.

બાકી તો શાસ્ત્રીયપદ્ધતીથી ભારે ભારે શબ્દ વડે આ "ચૈતન્યસ્વરૂપ" ની સમજુતી આપીએ તો તે આ પ્રમાણે છે કે:—

## ॥ સોપાધિકચૈતન્યનું સ્વરૂપ. ॥

**ચૈતન્યસ્વરૂપના બે ભેદ છે. એક સોપાધિક અને બીજો નિરૂપાધિક.** સોપાધિકચૈતન્ય એટલે જે ઉપાધિવાળો હોય તે – તે ચૈતન્ય; અને નિરુપાધિકચૈતન્ય એટલે જે ઉપાધિથી રહીત હોય – જેમાં ઉપાધિ ન હોય તે – તે ચૈતન્ય. એવી રીતે બ્રહ્મચૈતન્ય – ચૈતન્યસ્વરૂપ પરમાત્મા એક છતાં સોપાધિક ને નિરુપાધિક [સગુણ ને નિર્ગુણ, સાકાર ને નિરાકાર] એમ બે ભેદવાળા ઉપાધિની દૃષ્ટિએ કરીને થાય છે: નહિતર વસ્તુતઃ તો એકજ ચૈતન્ય સર્વત્ર, સર્વમાં, સર્વવસ્તુમાં ભરપૂર

આકારાવત્ છે. જેમ એકજ – અખંડ – સર્વવ્યાપક – શુદ્ધ આકાશની ઘટ, મઠ વગેરે ઉપાધિને લઇ ઘટાકાશ, મઠાકાશ વગેરે સંજ્ઞા પડે છે, તેમ એકજ – અખંડ – સર્વવ્યાપક – શુદ્ધ ચૈતન્યની સંજ્ઞા ફક્ત ઉપાધિને લઇનેજ છે; અને તે વળી શરીર, મન, બુદ્ધિ અગર સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ શરીરરૂપી ઉપાધિને લઇ **સાકારબ્રહ્મ** એવું નામ તે શુદ્ધ ચૈતન્યનું પડે છે. એવા સાકાર–બ્રહ્મ અને વળી ત્રિગુણી માયા ઉપાધિને લઇ સગુણબ્રહ્મ આપણા શ્રીકૃષ્ણચંદ્ર છે. એમ તો તત્ત્વદૃષ્ટિએ જોતાં આપણે બધાય સાકાર–બ્રહ્મ કે સગુણબ્રહ્મ છીએ, પણ તેમ છતાંય આપણામાં શક્તિ તથા જ્ઞાનની ઉણપતા છે : ઇમર્સન ( Emerson ) પણ એજ કહે છે કે "Every man is God playing the fool." અર્થ– "દરેક મનુષ્ય અજ્ઞાનીનો ખેલ ( પાઠ ) ભજવતાં ઇશ્વર છે." એટલે આપણે બધા જીવકોટીના છીએ. કેટલાક વળી જીવન્મુક્ત કોટીના છે; જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર અવતાર કોટીના છે. આ બધા ગડબડગોટાળા ઉપાધિમાં છે. ઉપાધિનો બાધ કરતાં [ ઉપાધિઓ કલ્પિત છે, એટલે તે બાધક છે, એ શાસ્ત્રસમ્મત અગર યુક્તિયુક્ત છે. ] એક શુદ્ધ નિરુપાધિકચૈતન્યજ રહે છે, જેમાં કશી જાતની ભાંજગડ નથી. જેહેનું સ્વરૂપ એક સત્––ચિદ્–આનંદ ( Existence–Knowledge–Bliss ) સિવાય કશુંજ નથી. બસ એજ એક ખરી વસ્તુ છે – સત્ય વસ્તુ છે.

એવું છે તો પણ આપણા "પ્રણવાનંદ–લહરી" ( પાન. ૨૬ )માં તેમજ "પ્રણવાનંદ–લહરી–વિચારણા" (પાન. ૬૦)માં જે ધ્યાન – જે "ચૈતન્યસ્વરૂપ"નું ધ્યાન લખાયલું છે, તે

સોપાધિકચૈતન્યનુંજ સમજવું. કારણ કે નિરુપાધિકચૈતન્યમ તો જુદાં જુદાં સ્વરૂપો અગર વ્યક્તિઓ ( પ્ર.–લ.ના પાન ૨ માં; તેમજ પ્ર.–લ.–વિ.ના પાન ૬૦ માં બનાવ્યા મુજબ "ગુરુમહારાજ" તથા "શ્રીકૃષ્ણચંદ્ર" ) ઘટે નહિ. તેમાં તે "गुरु: ॐ", "ॐ" કે "कृष्ण:" એવું નામ પણ ન ઘટે કારણ કે **"નામ–રૂપ" એ બધું સોપાધિક ચૈતન્યમાંજ ઘટે છે.**

## ॥ સોપાધિકચૈતન્યસ્વરૂપની પ્રત્યક્ષ મુલાકાત. ॥

તે "સોપાધિકચૈતન્યસ્વરૂપ" તો પ્રત્યક્ષજ છે. કારણ કે તે અવયવવાળા પુરૂપ – પુરૂષાકૃતિ હોવાથી ઇંદ્રિયોનો વિષય છે ધારો કે આપણા ગુરૂમહારાજ ,જે સોપાધિકચૈતન્યસ્વરૂપ છે ત્હેમને આપણે પ્રત્યક્ષ જોયા છે. એટલે તે પોતે કેવા હતા અગર ત્હેમનું સ્વરૂપ કેવું છે, તે બધું કથી શકીએ અને ધારીએ ત્યારે તેમનું – તેમના સ્વરૂપનું ધ્યાન પણ કરી શકીએ. આજ પ્રમાણે શ્રીકૃષ્ણચંદ્ર, જે સોપાધિકચૈતન્યસ્વરૂપ છે, ત્હેમને અર્જુનના જેવા ભક્તો આજપર્યંત જોઇ શકે છે ! અરે ! વાર્તાવિનોદ કરે છે ! કેમ ! બરાબર છે ને ? કહું છું તે બરોબર છે ? ગળે ઉતરે છે ! ન હોય તો જુઓ આગળ વિચારી :– જુઓ નરસિંહ મહેતા. જુઓ મીરાંબાઇ. જુઓ ગોસ્વામી તુળસીદાસજી : જ્હેને ચિત્રકૂટના જંગલમાં ભગવાન રામચંદ્ર, લક્ષ્મણજી સાથે, રાજકુમારના સ્વરૂપમાં શીકાર કરતા ફરતાં. તેમજ ચિત્રકૂટના ઘાટમાં તિલક કરતા મળ્યા – પ્રત્યક્ષ થયા. અરે ! હજુ તો વ્રજભૂમિની વાત ક્યાં કરી

છે ? ચાલો ત્યારે વ્રજભૂમિમાં જઇએ. જોઇએ ત્યાં કોણે કોણે ભગવાનને જોયા. પ્રથમ તો સૂરદાસજીએ જોયા. [ મંદિરમાં જે દિવસે જેવાં દર્શન ભગવાનના શૃંગારનાં થાય, બસ તેવાંજ ઘર બેઠા સૂરદાસજી જોતા ને તદનુસારે પદ રચતા. ] તે પછી કેટલાય ભક્તોએ જોયા. અરે ! આજ સુધી તો સેંકડોએ – હજારોએ જોયા હશે.

આજે પણ ધળપાણની ઝાડીમાં કેટલાક ભીલોને અશ્વત્થામાજી મળ્યા કરે છે. પરંતુ તેઓ ( ભીલ ) બિચારા અજ્ઞાની હોવાથી પારખી શકતા નથી, અગર તો અધિકારશૂન્ય યા લાગણીશૂન્ય હોવાથી જોઇએ તેવું ફળ તેઓને મળતું નથી. પરંતુ વૃન્દાવનની ઝાડીમાં તથા કુંજગલીઓમાં કેટલાક અધિકારી તેમજ પરમભક્તને ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર – બાળમુકુંદની ભેટ – મુલાકાત થાય છે, એટલે તેઓ તો કૃતાર્થજ થાય છે. તો પછી એવાઓને સોપાધિક ચૈતન્ય – શ્રીકૃષ્ણસ્વરૂપનું ધ્યાન થાય, એમાં નવાઇ શી ? ભાઇ રે ? એ વાત નક્કી જાણશો – ખાત્રીપૂર્વક – નિશ્ચયથી જાણશો કે શ્રીકૃષ્ણચંદ્ર – બાળમુકુન્દજી – બાળકૃષ્ણજી હજી પણ આ લોકમાં અને વ્રજભૂમિમાં તો ખાસ કરીને જીવન્તજ છે – મોજુદજ છે. હજીપણ રાસલીલા વગેરે અનેક લીલા – અનેક ચેષ્ટા કરે છે, વ્રજભૂમિમાં. તેથીજ ઘણાકને – જે વખતે જરૂર જણાય ત્હેને પ્રત્યક્ષ – રૂબરૂ મળે છે. કારણ કે ઇશ્વરના અવતારોનાં પુર્યષ્ટકો એક કલ્પ સુધી અથવા એક યુગ સુધી રહે છે. આ બાબતમાં વડોદરાના શ્રેયસ્‌સાધક અધિકારી મંડળના તેમજ ભગવાન શ્રીમાન્ નૃસિંહાચાર્યજીના મુખ્ય શિષ્ય વિદ્વદ્વરિષ્ઠ – સાક્ષરવર શ્રીમાન્

**નર્મદાશંકરભાઇ**નો અભિપ્રાય આ ઠેકાણે પ્રમાણ તરીકે ટાંકું છું: તે ખૂબ ધ્યાનપૂર્વક વિચારજો :—

**॥ ઉપાસનાથી અવતાર સ્વરૂપનું સ્પષ્ટરૂપે દર્શન. ॥**

[ "નિત્યસિદ્ધ ઇશ્વરના અવતારો અને મુક્તપુરુષોના આવિર્ભાવોમાં કેટલાક ખાસ નિયમો પ્રવર્તે છે. ઇશ્વરચેતન – મુખ્યાવતાર, કલાવતાર, અંશાવતાર, ઉપાસ્યાવતારરૂપે અનેકધા, અનેક લોકમાં, એકજ સમયે અથવા અનેક સમયે પ્રકટ થાય છે. તેમાં શાસ્ત્રમાં જણાવેલા ઇશ્વરના ચોવિસ અથવા દશ મુખ્યાવતારો તો Typical હોય છે. એટલે વિશ્વના સામાન્ય વિકાસમાં વિશેષ ઉદ્ધારણનું બળ આપવા ( To give moral lift ) દૃષ્ટાંતરૂપે પ્રકટ થએલા હોય છે. તે દૃષ્ટાંતમય જીવનનો વેગ કલ્પપર્યંત અથવા તો યુગપર્યંત ચાલે છે. આ વેગ, કલ્પપર્યંતનો અથવા યુગપર્યંતનો, મૂળ સંકેત પ્રમાણે નિર્માણ થયેલો હોય છે. તેથી પ્રત્યક્ષ ભૌતિકજીવન લય પામે તો પણ અધિદૈવજીવન પ્રકૃતિ પ્રદેશમાં તે તે કલ્પ અથવા યુગપર્યંત ચાલુ રહે છે. જ્યારે અન્ય પ્રયોજન સિદ્ધ થવાનું હોય છે ત્યારે તે અધિદૈવરૂપ અધ્યાત્મ રૂપમાં શમે છે, અને પોતાના સંસ્કાર નવા કલ્પાવતારમાં મૂકતું જાય છે. જેમ કે પરશુરામનું તેજ દાશરથી રામાવતારમાં – ભૌતિકજીવનમાં શમ્યાનું વર્ણન છે. તેમાં છેલ્લા Type અથવા જાતિમાં પૂર્વની Types અથવા જાતિ ઉકેલવાનું બળ ઘણાઓને હોતું નથી. તેથી મનુષ્યો ઉપાસનાનો આશ્રય લઇ પોતાના વર્તમાન જીવનમાં ગમે તે અવતારનું આવાહન કરી શકે છે. **ઉપાસનાના પ્રભાવથી**

ગમે તે કલ્પ અથવા યુગના ઇશ્વરાવતારનું પુનઃ ઉત્થાન જીવ કરી શકે છે. જીવોનાં પુર્યષ્ટકો જેવાં ગુણકર્મને પરતંત્ર હોય છે, તેવાં અવતારી શરીરનાં પુર્યષ્ટકો હોતાં નથી. તેનાં Prototypes અથવા જાતિવિગ્રહો, લોકાધ્યક્ષની વ્યક્તિ-વિગ્રહમાં ગુપ્ત હોય છે, જેમ ગમે તે ગાયની વ્યક્તિઆકૃતિમાં કામદુગ્ધાની જાતિઆકૃતિ ગુપ્ત હોય છે. ગમે તે ગાયની ઉપાસના કરવામાં આવે, પરંતુ તેમાં પ્રતિમા – (Prototype–"प्रति मीयते इति प्रतिमा"–"મૂલ વસ્તુનું માપ પકડાવે તે પ્રતિમા") ને જો ઉપાસ્યરૂપે ચિંતવવામાં આવે તો તે વ્યક્તિમાં જાતિની પ્રતિમા ઉત્કીલનને પામે છે. આ કલાને મંત્રશાસ્ત્રમાં દેવતાનું 'નેત્રોન્મીલન' કહે છે; એટલે અર્ચનીય આકૃતિ – પછી તો તે જડ મૂર્તિ હોય અથવા ચેતનવાળું શરીર હોય – તેમાં ઉપાસ્ય દેવતાની આંખ ઉઘાડવામાં આવે છે. જેથી ઉપાસક અને ઉપાસ્યની તારામૈત્રી થાય છે અને ઉપાસક સ્પષ્ટ રૂપે ઉપાસ્યની ઓળખ અથવા પ્રત્યભિજ્ઞા કરે છે. આથી જીવોના જેવાં પુર્યષ્ટકો અનાદિ પરંતુ જાતિવિગ્રહ ( Prototypes ) ઇશ્વરાવતારનાં હોય છે અને તેને ઉકેલવાની કલા હોય છે; અને તે મુખ્યત્વે કરી લોકાધ્યક્ષમાં ( ભૂલોકના અધ્યક્ષમાં, ભુવર્લોકના અધ્યક્ષમાં... ...એમ સત્યલોકના અધ્યક્ષમાં ) લીન થયેલાં હોય છે.

શંકરાચાર્યના પૂર્વભાવી એક આચાર્ય – 'ભર્તૃપ્રપંચ' થઇ ગયા છે. તેમના ગ્રંથો લોપ પામ્યા છે, પરંતુ તેમણે બ્રહ્મની આઠ અવસ્થાઓ વર્ણવી છે. તેમાં બ્રહ્મની સાતમી અવસ્થા તે જાતિ અને આઠમી અવસ્થા તે પિંડ એવું વર્ણવ્યું છે. તેમાં

જાતિની આકૃતિ તે તેમનું અને પિંડની આકૃતિ તે મનુષ્યનું વ્યક્તિમય રૂપ: જાતિ અવ્યક્ત રહે છે; પિંડ વ્યક્ત થાય છે. આ રહસ્ય સામાન્ય વેદાન્તીઓ જાણતા નથી.

પ્રકૃતિદ્રવ્ય અનાદિ નિત્ય હોવાથી જાતિવિગ્રહો, અને તે પણ નિત્યસિદ્ધ ઇશ્વરનાં, કદિ આત્યંતિક નાશને પામતાંજ નથી. ગમે તે દેશ–કાલ અને નિમિત્ત વડે તેઓ વ્યક્તિપિંડમાં ઉતરી શકાય છે. ]

ॐ ! ॐ ! ! ॐ ! ! ! ઓ.........મ્.

## ॥ નિરૂપાધિકચૈતન્યનું સ્વરૂપ. ॥

હવે જે "નિરુપાધિકચેતન્યસ્વરૂપ" કેવું છે – એમજાણવાની આકાંક્ષા હોય, તો તે આ પ્રમાણે છે કે:—

પોતાની જાતને – આત્માને ઓળખો, એટલે બસ "નિરુપાધિકચૈતન્યસ્વરૂપ"નું ઓળખાણ – જ્ઞાન – સાક્ષાત્કાર તમને થશે. સંસ્કૃતમાં '**आत्मन्**' શબ્દ, તેનાં વ્યાકરણ અનુસારે પ્રથમાવિભક્તિ તથા એકવચન કરવાથી '**आत्मा**' એવો શબ્દ થાય છે; અને તેજ '**आत्मा**' નો ભાષાન્તર 'હું'; 'મેં'; '**हम**'; '**मैं**'; 'I'; '**मीं**'; 'આમી (**आमि**)' વગેરે થાય છે. વળી તે '**आत्मा**' અગર 'હું' પ્રથમાવિભક્તિવાળો હોવાથી કર્તૃવાચ્ય પ્રયોગવાળો એટલે કે કર્તા છે. તો વ્યાકરણ સૂત્ર અગર સિદ્ધાંત અનુસારે 'કર્તા' હંમેશાં સ્વતંત્ર હોય છે. માટે આ '**आत्मा**' અથવા 'હું' હંમેશાં સ્વતંત્ર છે. ત્હેને કોઇની મદદની યા તો કોઇપણ સાધનની કદાપિ જરૂર નથી. એવો '**आत्मा**' વા 'હું' સર્વમાં

– સર્વત્ર પ્રસરી રહ્યો છે. કારણ કે બધાંય ‘હું’ ‘હું’ કરી રહ્યા છે – આ સૃષ્ટિ ઉપર સચરાચર એટલે જડ–ચેતન તમામ પ્રાણી – તમામ વસ્તુ ‘હું’ ‘હું’ કર્યાં કરે છે. વૃક્ષ વગેરે જડ પ્રાણી અગર વસ્તુમાં પણ ‘હું’ તો છેજ, પરંતુ વાણી–ઇન્દ્રિય રૂપ સાધનના અભાવે ‘હું’ આમ બોલીને તેઓ ભાષામાં વ્યક્ત કરી શકતાં નથી. વળી આ ‘હું’ બધાને – તમામ વસ્તુને જાણવાવાળો હોવાથી સાક્ષી છે; અને સાક્ષી હોવાથીજ ચેતન – ચૈતન્ય-સ્વરૂપ છે, કારણ કે જ્યારે જડ જડને જાણી શકતું નથી (“**स्व-परज्ञानशून्यत्वम् इति जडत्वम्**” અર્થાત્ “**પોતાનું તેમજ પારકું જ્ઞાન જેને ન હોય તે જડ કહેવાય.**” ત્યારે જડને જાણવાવાળો – જોવાવાળો કોઇ ચૈતન્યજ હોવો જોઇએ – ચૈતન્યજ ઘટે. તે ચૈતન્ય–સાક્ષી ‘હું’ માં દુઃખ, સુખ, જન્મ, જરા, મરણ વગેરે કોઇ પણ વિકાર નથી. વિકાર છે તે ઉપાધિઓમાંજ છે. જેમ કે બે માણસ લડતા હોય, અને ત્રિજો એક માણસ સાક્ષી રૂપથી બધું જોયા કરતો હોય: તો તે બેની લડવાડમાં તે બેજ માર ખાય છે; જોવાવાળો – સાક્ષી – દ્રષ્ટા તે ત્રિજા માણસને માર કે કશી આંચ લાગતી નથી – એ સર્વ અનુભવસિદ્ધ વાત છે. અને વળી ઘટને જોનાર જેમ ઘટથી ભિન્નજ હોય છે, તેમ શરીર – ઉપાધિને જોનાર આ આત્મા અંગર ‘હું’ તેથી (શરીરાદિ ઉપાધિથી) સર્વથા ભિન્ન છે. પરંતુ ‘હું દુઃખી છું,’ ‘હું સુખી છું,’ ‘હું મનુષ્ય છું,’ ‘હું જીવ છું,’ ‘બ્રાહ્મણ આદિ વર્ણી હું છું,’ ‘બ્રહ્મચારી આદિ આશ્રમી હું છું’ વગેરે જે પરિચ્છિન્નતા ને વિકાર યા દેહના તથા મન–બુદ્ધિના ધર્મો

'હું' માં દેખાય છે, તે અસલી 'હું' માં નથી, પણ નકલી 'હું' માં છે : એટલે કે આકાશમાં રહેલો સૂર્ય તે શુદ્ધ છે અને તે બિંબ કહેવાય છે; અને નીચે એટલે પૃથ્વી ઉપર થાળીમાં અગર કોઇ પાત્રમાં ધરેલું પાણી, તેમાં પડેલી જે છાયા સૂર્યની, તે પ્રતિબિંબ કહેવાય છે. તે પ્રતિબિંબ નકલી સૂર્ય છે, છતાંય અસલી સૂર્ય જે બિંબ છે, તેના જેવોજ – સરખા ઘાટનો હોય છે વા લાગે છે. તો પાણીમાં થતી હલન–ચલન વગેરે ક્રિયા અને તેથી થતાં વિક્ષેપો, તે બધાં પ્રતિબિંબ રૂપ નકલી સૂર્યને વિષે છે વા ઘટે છે : વાસ્તવિક રીતે જોતાં તે પણ ભ્રાંતિ માત્રજ છે અને અવિચાર વડેજ તેની સિદ્ધિ વા સ્થિતિ છે. નહિતર પાણીમાં તથા થાળી (પાત્ર) માં થતી ક્રિયાનો સ્પર્શ – ક્રિયાની અસર શું સૂર્યમાં – સૂર્યના પ્રતિબિંબમાં – નકલી સૂર્યમાં થઇ શકે છે ? નહિ, કદાપી નહિ. ત્રણે કાળમાં નહિ. ફક્ત અજ્ઞાન વડેજ – અવિચાર વડેજ તેની પ્રતીતિ – તેવો ભાસ થાય છે. આજ પ્રમાણે, માયાના સત્વ ( ગુણ ) અંશથી બનેલું હોવાથી, અંતઃકરણ સ્વચ્છ છે ને પાણી જેવું છે. તેથી તેમાં પડેલું પ્રતિબિંબ જે નકલી "હું" છે, અને જે બરોબર અસલી 'હું' જેવોજ – બસ સરખાજ ઘાટનો છે, તેમાંજ – બસ તેનેજ વિષે ( અંતઃકરણ ઉપહિત ચૈતન્ય જે ચિદાભાસ અંશ, તેને વિષે ) બધી ઝંઝટ – બધી જંજાળ – બધો ઉત્પાત – ઉપદ્રવ – અરે ! ( થાળી – પાત્રરૂપ ) શરીર તથા ( પાણી રૂપ ) મન–બુદ્ધિ–અંતઃકરણની ( હલન–ચલન રૂપ ) બધી ક્રિયા – તમામ ધર્મ ઘટે છે. વળી અહીં પણ ખરી રીતે વિચારતાં ઉપરોક્ત દૃષ્ટાંત – સૂર્યના પ્રતિબિંબમાં પણ જેમ પાણીમાં તથા થાળી (પાત્ર)

માં થતી ક્રિયાનો સ્પર્શ બીલકુલ થતો નથી, તેજ પ્રમાણે શરીર –મન–બુદ્ધિ યા અંતઃકરણમાં થતી તમામ ક્રિયા – તમામ ધર્મનો સ્પર્શ આ નકલી ' હું 'ને ( ચિદાભાસ–અંશને ) બીલકુલ થતો નથી. જણાય છે તે કેવળ અજ્ઞાન યા અવિચાર વડે. પ્રતિબિંબ સ્વતઃ કોઇ વસ્તુજ નથી, બિંબરૂપજ છે : તેમ પ્રતિબિંબરૂપ નકલી ' હું ' ( ચિદાભાસ )ની સ્થિતિ સ્વતઃ કાંઇ પણ નથી, બસ બિંબરૂપ અસલી ' હું '– (કૂટસ્થ–સાક્ષી–આત્મા) જ છે – બસ તેજ રૂપ – તે સ્વરૂપજ છે. એક વિચાર એવો પણ થાય છે કે, ' હું ખાઉં છું ', ' હું પીઉં છું ', ' હું દુઃખી છું ', ' હું સુખી છું ', ' હું મનુષ્ય છું ', ' હું જીવ છું ' ઇત્યાદિ સ્થળે ' ખાન '–' પાન ' વગેરે ક્રિયા તેમજ ' સુખ '–' દુઃખ ' વગેરે ધર્મ બદલાયા કરે છે : જ્યારે ' ખાન '–' પાન ' વગેરે સર્વ ક્રિયા તેમજ 'સુખ' – 'દુઃખ' વગેરે તમામ ધર્મમાં પ્રવર્તતો 'હું' કદી બદલાતો નથી; તેમજ શબ્દ ગોઠવણના હિસાબે પણ ' હું ખાઉં છું ', ' હું પીઉં છું ', ' હું દુઃખી છું ', ' હું સુખી છું ', ' હું મનુષ્ય છું ', ' હું જીવ છું ' વગેરે વાક્યમાં રહેલા 'ખાઉં', ' પીઉં ', ' દુઃખી ', ' સુખી ', ' મનુષ્ય ', ' જીવ ' વગેરે શબ્દો અવરનવર બદલાય છે, પરંતુ પૃષ્ઠભાગમાં યા તો ડાબી બાજુએ રહેલો ' હું ' અગર ' હું છું ' આ શબ્દ [ અહીં ધ્યાનમાં રાખવાનું કે ' છું ' એ ' હું ' નું ક્રિયાપદ હોવાથી દરેક વાક્યના છેવટે રહ્યા છતાં પણ ' હું ' ની સાથેજ સંબંધ – મિત્રતા – દોસ્તી વિશેષ કરીને રાખે છે : તેથીજ ' હું છું ' એમ લખાય છે. ] કદી બદલતો નથી. દરેકમાં સદરરૂપે ચાલ્યો આવે છે.

તેથીજ સિદ્ધ થાય છે કે 'હું' એ સત્ય વસ્તુ છે. કારણ કે "**त्रिकालाबाधितं सत्यम्**" એટલે કે 'ત્રણે કાળમાં જે અબાધિત રહે—બદલાય નહિ તે સત્ય'—એવી વ્યાખ્યા 'સત્ય'ની શાસ્ત્રપ્રતિપાદિત છે. અને શરીર, મન, બુદ્ધિ—અંતઃકરણ વગેરે તમામ વસ્તુ પરિણામી છે: તેથી તેની તમામ ક્રિયા તેમજ ધર્મ પણ પરિણામી છે; એટલે બસ મિથ્યાજ છે. એક 'હું' જ સત્ય છે—સત્ય વસ્તુ છે. તે 'હું'ની જ મદદથી—સત્તા—સ્ફુર્તિ વડે, તમામ વસ્તુ મિથ્યા અને જડ હોવા છતાં, સત્ય તથા ચૈતન્યની પેઠે સર્વ ક્રિયા કરી રહ્યાં છે. 'હું' તો બસ ફૂટસ્થ ("**कूटवत् तिष्ठति इति कूटस्थ**"—"ફૂટની પેઠે જે સ્થિત હોય તે ફુટસ્થ કહેવાય." અર્થાત્ ફૂટ એટલે લુહારની એરણ: તેના ઉપર ગમે તેટલા હથોડાના ઘા પડે છે, તોય તે નિર્વિકાર રહે છે.)—નિર્વિકાર છે. એજ 'હું' હું છું. જોજો હવે ખબડદાર રહેજો! ગભરાતા ના!! બસ હવે અહીંથી બુદ્ધિ બિચારીને રજા આપી દો. કારણ તે બિચારી હવે આગળ જઇ શકશે નહિ. બસ હવે બુદ્ધિના પ્રદેશમાંથી નીકળો અને સાતમા અસમાનમાં—સાતમા તબક્કામાં જ્યાં 'હું' વિરાજે છે, ત્યાં ચ્હડી જાઓ; અને તે 'હું' ની સોડમાં ખૂબ એકદમ લપાઇ જાઓ. પછી ત્હેના ખોળામાં બેસીને ખૂબ ગર્જના સાથે બોલો કે "એ 'હું' હુંજ છું." બસ હવે તો હુંજ માલીક છું. કર્તા—ધર્તા હુંજ છું. મ્હારીજ આજ્ઞાથી આ તમામ સૃષ્ટિક્રમ ચાલે છે. ઇન્દ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ, યમ વગેરે અમલદાર તથા નોકર વર્ગો મ્હારીજ આજ્ઞાથી—મ્હારાજ હુકમથી બરાબર

નિયમસર નોકરી બજાવી રહયા. અરે! બ્રહ્મા-વિષ્ણુ-મહેશ-કોભી હમ પૈદા કરનેવાલે હૈં. હમેરેસેંહિ સબ પૈદા હોતા હૈં. બસ રામ, કૃષ્ણ વગેરે અવતારો પણ મ્હારાજ હુકમથી આ ભૂમંડળ ઉપર આવે છે અને જીવોને મ્હારા સંદેશા પહોંચાડે છે......બસ હવે હું મ્હારા મહિમામાં – સ્વમહિમામાં – મ્હારી અસલી સ્થિતિમાં – મૂળ સ્થિતિમાં સ્થિત થાઉં છું. બસ હવે ચૂપ...... ...બસ હવે ખરૂં નિરુપાધિકચૈતન્ય-બ્રહ્મસ્વરૂપ, બસ એજ "નિરુપાધિકચૈતન્યસ્વરૂપ" છે. બસ ખરૂં સ્વરૂપ – અસલી સ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રનું એજ છે. મતલબ કે હું (**ચૈતન્ય — આત્મા**) **બધામાં છું.** અરે! કૃષ્ણમાં – કૃષ્ણના શરીરમાં પણ હું (આત્મા) છું. એટલે બસ સર્વથી અભિન્ન હું નિરુપાધિક ચૈતન્ય-બ્રહ્મ છું. ૐ! ૐ!! ૐ!!! ઓ......મ્

આ સ્થિતિ પ્રાપ્ત કરવા શું કરવું જોઇએ તે માટે જુઓ અને વિચારો નીચેનું પદ :—

## ॥ निरतिशय आनन्द प्राप्तिका साधन. ॥

## Process of Practice.

### રાગ – સવૈયા – એકત્રીસા.

ઘરમાં કે કોઇ બાહ્ય પ્રદેશે, એક સ્થાને નિત્યે રે;
જઇને કંઇક સમય ગાળ્યાથી, લાભ થાય બહુ ચિત્તે રે.
બાહ્ય વસ્તુ ત્યાં રાખો ન એવી, (જે) જગવે મલિન સંસ્કારો રે;
સ્વચ્છ નિરૂપદ્રવ દેશે જઇને, સંગતિ માત્ર વિસારો રે. – ૧

પદ્મેચ્છ આસનથી ત્યાં સ્થિત થઇ, શાન્તિ શબ્દ ઉચ્ચારો રે;
શાન્તિનું વાતાવરણ જમાવી, અધિક સ્વાસ્થ્યને ધારો રે.
" **प्रणवो धनुः शरो हि आत्मा,** " બ્રહ્મ તેનું લક્ષ્ય રે;
**અપ્રમાદથી** વેધ કરીને, શરવત્ તન્મય થાઓ રે. —૨.

શરીર પણ નથી આવ્યું તમારૂં. એ સ્થાનકમાં એવું રે;
મન પણ ત્યાંથી દૂર રહ્યું છે, જાણી એવું લેવું રે.
" હું " એવી એક વસ્તુ માત્ર ત્યાં, અન્ય ન કોઇ ઉપાધી રે;
" હું " ત્યાં બેસે, " હું " ત્યાં બોલે, " હું " ત્યાં કરે સમાધિ રે. —૩.

આવો ભાવ અખંડ જમાવી, રાખવા પ્રયત્ન સેવો રે;
અન્ય કોઇ સંકલ્પ ઉઠે ત્યાં, સહેજે શમાવી દેવો રે.
જાણો ત્યાં " હું " નું મુક્તપણે, કેવળ સામ્રાજ્ય પ્રવર્તે રે;
સ્વભાવથી પછી " હું " એવું પણ, જાગ્રત ભાન નિવર્તે રે. —૪.

ઘડી કે અર્ધ ઘડી આ રીતે, મસ્તજ પડી રહેજો રે;
પૂર્ણ સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદે, સ્થિતિ અનુભવી લેજો રે.
કંઇક કાલ અભ્યાસ જામતાં, આનંદોર્મિ ઉઠશે રે;
અને પછી એ ભાવ દઢાતાં, દુઃખ ત્રિવિધિ ત્રુટશે રે; —૫.

ખાડુ જીજ્ઞાસા હોય કોઇને, ( તો ) અનુભવી પાસે જાઓ રે;
એ તમને બતાવે રસ્તો, સુખથી ચાલ્યા જાશો રે.
**સ્વામી રામ** કહે છાતી ઠોકીને, Practise this method[1] રે;
(Only[2])સાત દિવસમાંજ થશે સાક્ષાત્કાર,સંશય '**किमपि नास्ति**'રે. ૬.

---

૧. પ્રયોગ કરો આ રીતે રે; ૨. માત્ર.

પરમાનન્દ પામ્યા પરમાનંદ, અનુભવીઓની કૃપાથી રે;
તમે પણ અભ્યાસ કરે તો, ( પોતે ) પરમાનન્દ થઇ જાશો રે;
આનંદની ઉર્મિ ઉઠે છે, Every day a new year's day;[1]
ફરીથી પણ કહું પુકારી, Every night a x'mas night[2] —૭.

ૐ! ૐ!! ૐ!!!

## ॥ દેહાભિમાન ત્યાગથીજ સ્વરૂપ પ્રાપ્તિ. ॥

હવે છેવટે સ્વાભાવિક સ્થિતિમાં આવીને બે ચાર સારી વાત કરી – સમજણની વાત થોડી કરી શાંત થઇશું:—

આપણે સ્વબુદ્ધિબળથી પરમાત્માનુ સ્વરૂપ બસ "એવું હશે, એવું નહિ" આ પ્રકારનો નિર્ણય કરવામાં અસમર્થ છીએ. કારણ કે પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ '**अवाङ्मनसोगोचर**' અર્થાત્ 'વાણી–મન–બુદ્ધિનો અવિષય એટલે કે ઇન્દ્રિયાતીત છે,' તો પછી શી રીતે જણાય ? હાં, તે જાણવા માટે – તે નિરૂપાધિક–શુદ્ધ–ચૈતન્ય–સ્વરૂપને પામવા માટે એક ઇલાજ છે ખરો; અને તે એજ કે 'વસ્ત્રહરણ–લીલા'માં શ્રીકૃષ્ણે જેમ ગોપીઓને બધાં વસ્ત્રો ઉતારી તદ્દન નગ્ન થઇ પોતાને મળવા માટે કહ્યું અને તેજ પ્રમાણે વસ્ત્રનાં હરણ પોતે કરી પણ બતાવ્યાં, બસ તેજ રીતે જો આપણે દેહાભિમાન તથા '**दासोऽहम्**' માંથી 'दा' – '**दा**'**कार** – 'દા'દા રૂપ

---

૧. હરદિન નૂતન વર્ષનો દિન રે; ૨. દીપોત્સવી પ્રતિ રાતે રે.

વસ્ત્રને ઉતારી તદ્દન નગ્ન થઇ ' **સોડહમ્** ' ભાવ વડે શોધીશું, તોજ પરમાત્મા મળે એમ છે. " **હું ટાળી હરિને ભાળ, જન્મમરણની ટળશે ગાળ.** " ભાઇ રે ! નરકનો ટોપલો માથે લઇ સારા માણસની સભામાં જવાય નહિ. તેવીજ રીતે દેહાભિમાનરૂપી નરકનો ટોપલો માથે ઉચકી પરમાત્માને મળવા માગીએ, તો તે શી રીતે સંભવે ? મીઠાનો ગાંગડો કે લીમડાનું પાન જ્યાં સુધી મ્હોડામાં હોય, ત્યાં સુધી સાકરની મીઠાશ આવે નહિ – મળાય નહિ. વિષ્ટાની ગોળી નાકમાં હોય ત્યાં સુધી કમળની સુગંધ મળે નહિ. ખેર, આમ છે તો પણ ઉપરોક્ત રીત અમારામાંના કેટલાકને – અરે ! ઘણાકને અઘરી થઇ પડે તેમ છે. અરે ! કેટલાકને તો સમજવા જ વાંધો પડે છે. વળી કેટલાક સમજે પણ ગળે ઉતારવું મુશ્કેલ થઇ પડે તેમ છે. માટે સરળ ઉપાય તો એજ છે કે જે મહામુનિ યાજ્ઞવલ્કયે કહ્યું છે, જેનો અમલ કરવાથી વધુ શ્રેયસ્ નિવડી શકે તેમ છે, [ બસ મ્હને તો એમ લાગે છે. બાકી બીજાની મરજી. ] અને તે નીચે પ્રમાણે છે :—

**॥ પ્રભુ પ્રસન્ન, – તેના નામ " ૐ " સ્મરણથી. ॥**

" अदृष्टविग्रहो देवो भावग्राह्यो मनोमयः ।
तस्योंकारः स्मृतो नाम तेनाहूतः प्रसीदति ॥ "

[ **इति–याज्ञवल्क्यः** ]

અર્થાત્ " પરમાત્મા અદૃષ્ટવિગ્રહવાળા છે એટલે કે પરમાત્માનું સ્વરૂપ અપ્રત્યક્ષ છે – જોવામાં આવતું નથી. વળી

તે ભાવગ્રાહ્ય છે એટલે ભાવ વડે – ભાવના વડે ગ્રાહ્ય થાય–પકડાય (તેમ છે), અને વળી મનોમય છે: એટલે (ઉપાસકની પોત પોતાની) કલ્પનાનો વિષય છે અગર તો (તે પરમાત્મા) મનોમય એટલે સૂક્ષ્મ – સૂક્ષ્મ સ્વરૂપવાળા (સ્થૂળ અગર મલીન મન–બુદ્ધિનો વિષય નહિ એવા) છે [ **मनोमयः = सूक्ष्म :** એવો અર્થ પણ ઇષ્ટ છે. ] તો **એવા જે પરમાત્મા ત્હેનું નામ ॐ – ઓમ્ – ઓંકાર છે, બસ તે (ॐ) વડે બોલાવવાથી (તે પરમાત્મા) પ્રસન્ન થાય છે."**

ત્યારે આથી માલુમ થાય છે કે પરમાત્મા ગમે તેવા હોય – પરમાત્માનું સ્વરૂપ ગમે તેવું હોય, પણ જો "ॐ" વડે પોકારવામાં આવે, અર્થાત્ "ॐ" નાં જપ–રટણ–સ્મરણ–ધૂન કરવામાં આવે–અરે! આખરે ખુબ તાન–આલાપ સાથે લલકારવામાં આવે તો પરમાત્મા પ્રસન્ન થાય છે. અને વળી જાતેજ વિચારી જુઓ કે પરમાત્મા પ્રસન્ન થાય – અરે! મ્હારા પ્રભુ પ્રસન્ન થાય તો બાકી શું રહ્યું? પ્રભુ પ્રસન્ન થાય તો પછી કઇ વસ્તુ અલભ્ય છે?? પછીતો જો તમને સ્વરૂપની જીજ્ઞાસા હશે, તો તે પણ કાં ન મળી શકે???

મ્હારા પ્રભુ "**कर्तुमकर्तुमन्यथाकर्तु समर्थः**" – અર્થાત્ સર્વ–સમર્થ – સર્વશક્તિમાન્ છે! એટલે બસ તમામ ફીકરોના ફાકા કરી આ એકજ (ઉપરોક્ત) શ્લોક જો સારી પેઠે ભજવાય તો બસ છે. બસ એજ :—

**ॐ! ॐ!! ॐ!!! ॐ!!!!**

**ગુરુ ઓ...મ્! ઓ...મ્!! ઓમ્!!!...**

**—: ॐ!!! :—**

## ॥ મૂર્તિ–ઉપાસના–મહત્વ ॥

તમારા પત્રના પેરા ૧૩ નો ખુલાસો :—

આપણા " પ્રણવાનંદ–લહરી–વિચારણા " ના લખાણમાં ( પાન ૪૧, ૪૨, ૫૬–૫૭, ૫૯ વગેરે ) ઠેક ઠેકાણે જે જડ મૂર્તિ યા છબીનું નિષેધવાક્ય છે, તે ખંડનાત્મક એટલે કે ' મેં મૂર્તિનું ખંડન કર્યું છે ' એમ ન સમજતા – એમ ન માની લેતા. જો તેમજ હોત તો "પ્રણવાનંદ–લહરી–વિચારણા" ના પાન ૪૩ માં પેરા ૩ ની લીટી ૧૧ થી ૧૩ માં " ......... જો કદાચ કાગળમાં ચીત્રેલી જડ છબીનું અવલંબન લેવું પડે, તો પણ તે નિંદનીય છે નહિ " એવું લખાણ ન હોત. અહીં તો આવું લખવાથી મૂર્તિનું સમર્થન યા મંડન કરેલું હોય એવું સમજાય છે; જ્યારે બીજે ઠેકાણે ( પાન ૪૧, ૪૨, ૫૬–૫૭, ૫૯ વગેરેમાં ) તત્તત્ લખાણથી મૂર્તિનું ખંડન કરેલું હોય એવું સમજાય છે. તો તે માટે સમીચાન ( યથાર્થ ) સમજણ એવી છે – ત્યાં આગળ ભાવ એવો છે – બસ એવું સમજવું કે :– ઉપાસકને આગળ વધારવા સારૂ – ચૈતન્યસ્વરૂપનું લક્ષ્ય કરાવવા સારૂ તે તે ઠેકાણે જડ મૂર્તિ યા છબીનું નિષેધવાક્ય છે. જેમ અર્જુને નીચે રાખેલા પાણીના કુંડમાં દૃષ્ટિ રાખી તેમાં પડેલા પ્રતિબિંબને જોઇ ઉપર સ્થાપેલા મત્સ્યનો વેધ કર્યો, તેવીજ રીતે ઉપાસકને પણ જોઇએ કે સન્મુખ સ્થાપેલી ( જડ ) મૂર્તિ યા છબીને જોઇ તેના અધિષ્ઠાતા ચૈતન્યસ્વરૂપમાં લક્ષ્ય કરે અને તેનુંજ ધ્યાન કરે. આપણા મિત્રનો ( જડ ) ફોટો જોઇને કેમ તેના ચૈતન્ય ( જીવન્ત–living ) સ્વરૂપનું લક્ષ્ય તેમજ ધ્યાન

થાય છેને ? વળી વ્યક્તિ અનુરૂપજ એટલે કે ( ચૈતન્ય –જીવન્ત – living ) વ્યક્તિના જેવોજ ( જડ ) ફોટો હોય છે. એટલે ( જડ ) ફોટો અગર છબી યાનો મૂર્તિને જોઇ તદ્રૂપજ અર્થાત્ તે ફોટો – છબી અગર મૂર્તિ જેવીજ – સરખા ઘાટનીજ ( ચૈતન્ય – જીવન્ત – living ) વ્યક્તિનું લક્ષ્ય અને ધ્યાન થાય છે. ફક્ત ફોટો – છબી – મૂર્તિ જડ હોવાથી તેમાં હસવા – બોલવા – ચાલવા રૂપ ક્રિયાનો અભાવ છે; જ્યારે ( ફોટો – છબી–મૂર્તિનો અધિષ્ઠાતા ) મૂર્ત્ય – વ્યક્તિ ચૈતન્ય ( જીવન્ત – living ) હોવાથી તેમાં હસવા – બોલવા – ચાલવા રૂપ તમામ ક્રિયા ઘટે છે. અરે ! ભક્તને પૂછી જુઓ કે તે ધ્યાનમાં પોતાના ધ્યેય સ્વરૂપમાં આ તમામ ક્રિયાનો અનુભવ કરે છે કે નહિ ? અરે ! પોતાના ઇષ્ટદેવ – ધ્યેયસ્વરૂપ કાલીમાતાની સાથે બોલતા – વાર્તાવિનોદ કરતા રામકૃષ્ણ પરમહંસદેવને ઘણા માણસે જોયા હતા, તેમજ તે બન્ને ( ઉભય – પરસ્પર ) ના વાર્તાલાપ ઘણાઓ સ્પષ્ટ સાંભળતા પણ ખરા. તે વાર્તાલાપમાં કોઇ વખતે ખુલ્લે મ્હોડે રુદન, કોઇ વખતે વળી હસી–ઠઠ્ઠા–મશ્કરી અને કદી વા ઉપદેશ, જ્ઞાનચર્ચા, સ્વરૂપજ્ઞાનની – આત્મજ્ઞાનની સમજણ વગેરે ચાલતાં હતાં : અરે ! એવોતો અનુભવ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનો ઘણા માણસને પ્રત્યક્ષ થયેલો હતો. [ અહીં પ્રસંગોપાત્ મૂર્તિ–ઉપાસના ઉપર મ્હારે એટલું ખાસ કહેવું જોઇએ કે, સ્થાપીત ( સ્થાપના કરેલી ) મૂર્તિમાં શાસ્ત્ર-વિધિ પ્રમાણે " પ્રાણ–પ્રતિષ્ઠા " કરવાથી તે મૂર્તિ સ્વતઃ ( ખુદ ) જીવન્ત – ચૈતન્ય ( living ) હોય છે. એટલે ઉપરોક્ત તમામ ક્રિયાનો

અનુભવ ભક્તોને તો તે મૂર્તિમાંજ થાય છે. પરંતુ સાધારણ જીવ અગર નાસ્તિક માણુસને આ રહસ્યનું જ્ઞાન ન હોવાથી અગર તો તેઓ તેમ ન માનવાથી તેમને તો તે મૂર્તિ જડ જ ભાસે છે – બસ મૃન્મય ( કાષ્ઠ – પાષાણ – મૃતિકા ) જ ભાસે છે – ચિન્મય નહિ. પછી ક્યાંથી તેવા અનુભવો તેઓને થાય ? વાસ્તે તેવાઓને માટે તો લાચરી તેમજ દીલગીરીજ દર્શાવવામાં આવે છે. ]

વળી ઉપર મેં કહ્યું કે "વ્યક્તિ અનુરૂપજ એટલે કે વ્યક્તિના જેવોજ ફોટો હોય છે" : તો તેમાં કદાચ તમોને શંકા સ્ફુરશે કે, "ત્યારે શું બઝારમાં વેચાય છે જેટલા ફોટા કૃષ્ણના, તે બધા સાચા હશે ? શું કૃષ્ણને જોઇને – સામે ઉભા રાખીને ફોટો પાડી લીધેલો હશે ? જો તેમ હોય તો કોણે જોયું હશે ? – કોણે ફોટો પાડ્યો હશે ? વળી કૃષ્ણ થયાને બહુ અરસા થઇ ગયા અને ફોટો હમણાંનો છે : તો તે કેમ સંભવે ?......વગેરે વગેરે" તો આવા પ્રકારની શંકાના સમાધાનમાં જવાબ એટલોજ છે કે :— "ભલા ! અર્જુનજીએ અગર તો અર્જુનના જેવા ( હાલના પણ વ્રજવાસી ) કોઇ પરમ ભકતે, કૃષ્ણને પ્રત્યક્ષ જોનાર અને મળનાર હોવાથી સામે ઉભા રાખી ફોટો કેમ ન પાડી લીધેલો હોય ? માટે એ પણ જરૂર સંભવીત વાત છે. ત્યાર પછી તે પાડેલા ફોટાની નકલો – પ્રતો પરંપરાથી નીકળી અને બઝારમાં વેચવા માંડી. હાં, અસ્સલ નકલો કાઢતાં – બ્લોક કરતાં કેટલીક બગડી ગઇ યાતો બરોબર – આબેહુબ ન આવી : એમ હોઇ શકે. વળી પછી કેટલાક ચિતારે – પેન્ટરે પેન્ટીંગ (painting)

કરી – હાથે ચીતરી કેટલીક નકલો બહાર પાડી. તેથી પણ મૂળ સ્વરૂપથી – મૂળ ફોટાથી કાંઇક ફેર પડયો. તેથી બઝારમાં વેપારીઓની પાસે એકજ જાતના ફોટામાં પણ કાંઇ કાંઇ ફેર પડેલો જણાય છે – બધા એક બીજા સાથે મળતા નથી. વળી કૃષ્ણ–લીલા અનેક હોવાથી તે તે લીલાના જુદા જુદા ફોટા પણ નીકળ્યા. ખેર, જો તમને સાચા ફોટા મેળવવાની ઉત્કંઠા હોય, તો **જાઓ વ્રજભૂમીમાં, ત્યાં કોઇ ગલીમાં વ્રજવાસીની પાસેથી મળશે. અરે ! વ્રજના બઝારમાંથી પણ મળશે. અરે ! નહિ, નહિ, બઝારમાં તો શું, પણ વ્રજમાં ગમે ત્યાંથી – ચાહે ત્યાંથી પણ મનમાન્યા મળી શકશે.** ”

વળી જો તમે શંકા કરશો કે “ ભગવાન શ્રીકૃષ્ણ હતા તે વખતે કેમેરા વગેરે ફોટા પાડવાનું કોઇ સાધન – યંત્ર ( machine) કયાં હતું ? ત્યારે આ બધા ફોટા કેમેરા વિના શી રીતે નીકળ્યા હશે ? ” બસ આનો જવાબ એ છે કે :— “ ભલે તે વખતે કેમેરા વગેરે કોઇ સાધન કે યંત્ર નહોતું : એમ કદાચ બને, પણ અનેક વિદ્યા–કળા ( Arts ) – ચિત્રકળા તે વખતે ન્હોતી : એમ તો નથી ને ? આ બાબતમાં નિઃસંદેહ તમારો જવાબ મળશે કે ‘ નહિ – એમ તો નથી. ’ બસ ત્યારે, એટલું બસ છે. અરે ! તે વખતની વિદ્યા – તે વખતની કળા – તે વખતનું (હાલના ) યંત્ર ( Machine) વિનાનું કામ, જે ફક્ત તે વખતના માણસો ( ઋષિમુનિઓ )ના યોગબળથી – એકાગ્રતાશક્તિથી – માનસીકશક્તિ વા વિચાર-બળથી – સંકલ્પબળ ( will power ) થી થતું હતું, તે

અત્યારના યંત્ર ( machine ) વડે રચાતાં કામ કરતાં ઘણેજ દરજ્જે સારૂં હતું."

માટે ( ઉપર વર્ણવેલી ફોટાની બાબતમાં તેમજ અન્યત્ર પણ) શ્રદ્ધા રાખવી જોઇએ. શ્રદ્ધાવાળાનેજ ફત્તેહ છે – શ્રદ્ધાવાનજ ફત્તેહમંદ નીવડે છે, અને સંશયાત્મા તો માર્યોજ જાય છે. વધુમાં તો **ભક્તિનો આખો માર્ગ – આખો વિષય શ્રદ્ધા ઉપરજ સરજાયેલો – રચાયેલો છે.** બસ " **श्रद्धावाँल्लभते ज्ञानं** " ............[ ગીતા. અ. ૪. શ્લોક ૩૯. ]........" **संशयात्मा विनश्यति.** '...........[ ગીતા. અ. ૪. શ્લોક ૪૦. ]

મુદ્દામાં ફોટા ( છબી – મૂર્તિ ) નું મહત્વ એટલુંજ સમજવાનું છે કે, " પોતાના મિત્રનો ફોટો ( છબી – મૂર્તિ ) જોવાથી જેમ એકદમ તે મિત્રનું ( અસલી – મૂળ ) સ્વરૂપ તેમજ તેના ગુણ–કૃતિ સંબંધી તમામ વિચાર એક પછી એક હૃદયમાં સ્ફુરી આવે છે અને તેમાંને તેમાં ગુલતાન બની જઇ ઘડીભર ધ્યાન લાગી જાય છે; તેમ ભગવાન ( શ્રીકૃષ્ણચંદ્ર ) નો ફોટો ( છબી – મૂર્તિ ) જોવાથી એકદમ તેમનું ( અસલી – મૂળ ) સ્વરૂપ તેમજ તેમના જન્મ – કર્મ – લીલા – ગુણ સંબંધી તમામ વિચાર એક પછી એક હૃદયમાં સ્ફુરી આવે છે અને તેમાંને તેમાં ગરકાવ બની જઇ ઘડીભર ધ્યાન લાગી જાય છે. પરંતુ આ હકીકત – ( ઉપર વર્ણવેલી ) સ્થિતિ સંભવિત છે કોને ! – ઘટે છે કોને ? બસ જેની ખરેખરી ભગવાનની સાથે અર્જુન તુલ્ય દોસ્તી થઇ હોય – મિત્રતા સ્થપાયલી હોય તેનેજ – બસ તેનેજ ઘટે છે. બાકી બીજાને તો ફોટા ઉપરથી ફક્ત એટલુંજ

( સામાન્ય) ભાન થાય કે “ ઓહો ! ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર એવા હતા ?” પછી તો જેમ જેમ ભગવાન ( શ્રીકૃષ્ણ ) ના જન્મ – કર્મ – લીલા – ગુણ – ચરિત્ર ( કથા ) નું શ્રવણ થાય તેમ તેમ ‘ માહાત્મ્યજ્ઞાન ’ પ્રાપ્ત થાય, અને પછી ભગવાનમાં ‘ પ્રેમ ’[1] જામે; ત્યારબાદ ‘ આસક્તિ, ’[1] પછી ‘ વ્યસન ’[1] : બસ, પછી તો બસ. અરે ! આ અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે ફોટો તો શું, પણ એકલું નામ સાંભળતાંજ વિહ્વલ થઇ જવાય છે અને ભગવત્સ્વરૂપમાં – ભગવત્સ્વરૂપના ધ્યાનમાં એકદમ ગરકાવ થઇ જવાય છે. [શ્રીરામકૃષ્ણ પરમહંસદેવને આ સ્થિતિ થતી હતી. ]”

॥ સોપાધિકચૈતન્યસ્વરૂપ–ધ્યાન – મહત્વ – નિરૂપણ. ॥

હવે આપણે પેલી ડોસીની વાત કરીએ :—

---

૧. રાગ – ચંદ્રાવળા.

પ્રેમ આશક્તિ વ્યસન એ, ત્રણ રૂપ સ્નેહનાં લહીયે;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇ ના કહીયે;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ;
વિયોગ થાય તારે તપે તંન, ત્યાંહાંનું ત્યાંહાં વળગ્યું રહે મન.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

એકવાર આખા દિવસમાં પણ, મળ્યા વિના નવ રહેવાય;
જો ના મળે તો વિકળ થાય, આસક્તિ એ તો કહેવાય;
કેહેવાયે વ્યસન આવું જ્યારે થાય, સ્હામા સ્હામી હૃદય વિંધાય;
તન્મયતા તે મૃત્યુ સમાન, આ ચારે આજે આપે હરિ દાન.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

ઉપર વર્ણવ્યા મુજબ ધ્યાન આપણા "પ્રભુવાનંદ-લહરી -વિચારણા" (પાન ૫૩-૫૪)માં બતાવેલ ડોસીને લાગેલું હતું. ડોસી ભારે કૃષ્ણભક્ત હતી. એટલેજ નામ સાંભળતાની સાથે અગરતો કૃષ્ણ-કથા – કૃષ્ણ-ચર્ચા સાંભળતાંજ તેને ધ્યાન શ્રીકૃષ્ણનું લાગી ગયું. અને એકદમ ભાવાવેશમાં ડોસી આવી ગઇ. ત્યાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન થયાં. વળી ગીતાનું પ્રવચન – શ્રીકૃષ્ણ—અર્જુનનો સંવાદ ચાલતો હોવાથી અને ડોસી તે સાંભળતી હોવાથી, તેને ભાવાવેશમાં આજે અર્જુનનાં પણ દર્શન થયાં. ડોસી ભાવાવેશમાં તદાકારાકારિત એટલે ગરકાવ – તલ્લીન –તન્મય થઇ ગઇ હતી, એટલે એમ થાય તે સ્વાભાવિકજ છે. તો તે ડોસીને તે વખતે કૃષ્ણ—અર્જુનનાં જાણે પ્રત્યક્ષ (જીવન્ત –living) સ્વરૂપજ દેખાતાં હોય એમ ભાન થતું હતું. અરે! કેમ ભક્તને ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપનાં – જીવન્ત ( living ) સ્વરૂપનાં દર્શન ન થાય ? જુઓ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ વગેરેના દાખલામાં. માટે બસ થાયજ – થાયજ વળી. ખેર, ડોસીને જે સ્વરૂપ ( ભાવાવસ્થામાં – ધ્યાનાવસ્થામાં ) તાદશ થયું હતું, તેને શાસ્ત્રમાં '**સોપાધિકચૈતન્ય**' એવું કહે છે. વળી **જે ચૈતન્ય તમામ ઉપાધિ ( આકૃતિ, ગુણ વગેરે ) સાથે હોય, તે 'સોપાધિકચૈતન્ય' કહેવાય છે.** ત્યારે આ ઉપરથી સ્હેજે કળી શકાય છે કે ડોસીને તમામ આકૃતિ, તમામ ગુણ અને વળી '**નિરુપાધિકચૈતન્ય**' જે (અગાઉ વર્ણવેલ) '**હું**' – '**શુદ્ધ – કૂટસ્થ – આત્મા – બ્રહ્મ**' એ તમામ સાથે જે કોઇ એક સ્વરૂપ ( સોપાધિકચૈતન્ય ) હોય તે સ્ફુર્યું હતું. આથી જો

તમે કહેશો કે "આકૃતિ જડ છે ને નાશવાન છે, માટે નિંદનીય છે; તેથી તેનો ત્યાગ કરી ચૈતન્યસ્વરૂપઅંશનુંજ ધ્યાન કરવું જોઇએ :" તો આના જવાબમાં હું પુછું છું કે "'શાંત અને દુધ દેવાવાળી, ઉંચી અને લાંબા પગવાળી લાલ ગાય' આ ઠેકાણે ગાયને જોવા કે તેનું ધ્યાન કરવા માટે તેના ગુણ જે 'શાંત અને દુધ દેવા વાળી' તેનો, તેમજ તેના આકાર (આકૃતિ) જે 'ઉંચી ને લાંબા પગ વાળી તથા લાલવર્ણ (રંગ)' તેનો ત્યાગ કરીને (ગાયને) જોવાનું કે તેનું ધ્યાન કરવાનું શું બની શકે છે? – એવું થઇ શકે ખરૂં? બસ આનો જવાબ નીકળશે કે 'નહિ, –એવું બનવું અશક્ય છે.' બસ ત્યારે આજ પ્રમાણે સોપાધિકચૈતન્યનું ધ્યાન કરવું અને ઉપાધિઅંશ (આકૃતિ, ગુણ વગેરે) નો ત્યાગ કરવો એમ બને નહિ. અર્થાત્ ઉપાધિઅંશ (આકૃતિ, ગુણ) ને મૂકી દઇ ફક્ત ચૈતન્યઅંશનું ધ્યાન અશક્ય છે. કારણકે આ તો – આ ઠેકાણે તો સોપાધિકચૈતન્યસ્વરૂપનું ધ્યાન છે : તો જે ચૈતન્યસ્વરૂપ ઉપાધિઓની સાથે વર્તમાન અગર વિદ્યમાન હોય છે તેજ સોપાધિકચૈતન્યસ્વરૂપ કહેવાય ને? હાં, અલબત્ એટલું બની શકે કે 'ઉપાધિઅંશ (આકૃતિ, ગુણ વગેરે) માં ગૌણ દૃષ્ટિ રાખવી અને મુખ્ય દૃષ્ટિ તો ચૈતન્યઅંશ – ચૈતન્યસ્વરૂપ ઉપરજ રાખવી.' ભાઇરે! એ તો આપણને ઇષ્ટજ છે. એટલું તો થઇ શકે, પરંતુ ઉપાધિઅંશનો સમ્યક્ ત્યાગ તો નજ બને. હાં, તે પણ બને. એં! શું કહો છો? બને? હાં, હાં, બને. ક્યારે ત્યારે? બસ જ્યારે મરી જઇએ અગર તો વચ્ચેજ આ

**વિષયને છોડી દઇએ – તિલાંજલી આપી દઇએ ત્યારે...**
............એ............મ."

વળી જો "આકૃતિ જડ છે ને નાશવાન છે: માટે નિંદનીય છે" આ સવાલ ઉઠાવશો, તો તેનો જવાબ એ છે કે:— "પ્રીતમ (પ્રિયતમ – વ્હાલો) જ્યાં સુધી જીવતો (alive – living) છે ત્યાં સુધી તેનું શરીર [વસ્તુતઃ (philosophically) જડ અને નાશવાન હોવા છતાં] પણ જાણે જીવતું છે એમ લાગે છે અને તેથીજ તે શરીર વ્હાલું લાગે છે અને (તે કાળે) નિંદનીય હોતું નથી. અરે! ઉલટું પૂજ્ય ગણાય છે [કોઇપણ મ્હોટા પુરૂષ – મહાત્માના જીવિત કાળના શરીરમાં પણ આ બાબત ઘટાવી શકાય છે.] પછી જ્યારે રામ રમી જાય છે – જ્યારે (આ શરીર રૂપી) માળામાંથી પંખીડો ઉડી જાય છે, ત્યારે – બસ તે વખતે તો એજ:—

"ઇસ મુડદેકું બેગી નીકાલો, નીકર (નહી તો)
ભૂત હો જાવેંગે."

બસ એજ મુજબ સિદ્ધાંતમાં ઘટાવી લ્યો.

ભાઇરે! બહારની કાગળ ઉપર ચીતરેલી છબી (ફોટો) કે સામે સ્થાપેલી મૂર્તિ કદાચ જડ હોય તો ભલે, પણ ભક્તના હૃદયમંદિરમાં વિરાજેલી મૂર્તિ – વિધવિધના હાવભાવ કરતી, આડીઅવળી દૃષ્ટિ ફેરવતી અને વળી કટાક્ષ નઝરે સામે જોતી, મંદ મંદ મુસ્કાતી – એવા અનેક વ્યવહાર વા ચેષ્ટા કરતી, ભક્તના હૃદયમંદિરમાં ધ્યાનાવસ્થામાં અગર ભાવાવેશમાં સ્ફુરેલી

છબી ભગવાનની – બસ તેજ અરે! તેજ છબી બાળમુકુંદની કદી પણ જડ નજ હોઇ શકે. બસ તે તો ચૈતન્યજ છે – અરે! ચૈતન્યસ્વરૂપજ છે.

## ॥ સર્વત્ર હરિ હોવાથી જગત પર પ્રેમ ॥

બાઇરે! મ્હારો જે પ્રેમ – મ્હારી જે દોસ્તી આ જગત સાથે – આ દુનિયાની સાથે છે, તે ફક્ત ચૈતન્યસ્વરૂપ મ્હારા નાથ તેમાં વિરાજી રહ્યા છે માટે જ. નહિતર આ ગંદા જગતમાં – આ સ્વાર્થી દુનિયામાં કોણ પ્રેમ જોડત! – કોણ દોસ્તી સ્થાપત!! બસ એજ હરદમ યાદીમાં ચ્હડી ગયું છે કે :—

**"હર ચીઝમાં હરદમ દીપે, ઝળકો સનમ સરદારનો;**
**સાગર અગર ગાજી રહ્યો, હાં સૂર શો ૐ દારનો!!"**

— × × ૐ × × —

॥ ॐ तत्सत् ॐ ॥

## ॥ પ્રભુ પ્રત્યક્ષ કરવાની કળા ॥

તમારા પત્રના પેરા ૧૪ નો ખુલાસો :–

આ પેરાનો જવાબ અગર ખુલાસો મ્હારા આ લેખમાં તમારા પત્રના પેરા ૧૨ અને ૧૩ ના કરેલા ખુલાસામાં વધુ ભાગે અપાઇ ગયો છે. ચૈતન્યસ્વરૂપનો ખ્યાલ પણ યથાસાધ્ય યથામતિ, છતાં સશાસ્ત્ર, અપાયલો છે. માટે ત્યાંથીજ સમજી લેવો. બરાબર ધ્યાનપૂર્વક વાંચવાથી સમજાણુ પડશે એમ આશા રખાય છે.

બાકી આપણા "પ્રણુવાનંદ–લહરી–વિચારણા" માં (પાન ૪૯ માં) આપેલા જર્મન કારીગરના દૃષ્ટાંત બાબત તેમજ તે વડે સિદ્ધ થતા સિદ્ધાંત બાબત જે તમારો ખ્યાલ છે, તેનો વધુ ખુલાસો – વધુ સમજણ આ પ્રમાણે છે કે :—

"જર્મન કારીગરને પ્રત્યક્ષ ભાળ્યા સિવાય ફક્ત તેની કારીગરી ઉપરથી તેના સ્વરૂપનું જ્ઞાન – સ્વરૂપની ઓળખ સમ્યક્ થાય નહિ એ નિઃસંદેહ વાત છે. તેજ પ્રમાણે આ જગત રૂપી કારીગરી ઉપરથીજ અદ્ભૂત અને અતિમહાન્ કારીગર એવા જે પરમાત્મા તેના સ્વસ્વરૂપનું જ્ઞાન – સ્વસ્વરૂપની ઓળખ પ્રત્યક્ષ જોયા સિવાય સમ્યક્ થતી નથી તે સત્યજ છે. માટે પ્રત્યક્ષ જોવું જોઇએ – પ્રત્યક્ષ ભેટવું જોઇએ. બસ તોજ ખરો આનંદ અનુભવાય. પરંતુ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે :—

કારીગરને જોવા સારૂ જર્મની જવું પડશે ! જરૂર; પણ પરમાત્માને જોવા સારૂ તેમ ક્યાંય જવું પડશે નહિ – કેથે પણ જવાની જરૂર નથી. કારણકે તે તો સર્વત્ર મોજુદ છે. આકાશવત્ ભરપૂર છે. અણુ અણુમાં અરે ! છેક પરમાણુમાં પણ અનુસ્યૂત – વ્યાપ્ત છે. તો પછી જશો ક્યાં ? બસ ક્યાંય જવું નહિ, ફક્ત ઘેર બેઠા યાદ કરવાનું છે. પછી તો "**એકાંતે બેસીને આરાધ માંડે તો, અલખ પધારે એને દ્વાર રે**" આ ભક્ત–વચન પ્રમાણે **યાદની રમઝટ ચાલે કે પ્રભુ પોતેજ આવે** [ આપણે જવું ન પડે શોધવા કે જોવા ] અને સામે ઉભા થાય. તે વખતે ભક્ત શું કરે ? બસ બીજું તો શું કરે ? કરે

તો બસ એજ કરે કે પેટ ભરીને દર્શન. હવે ભક્ત ખૂબ પેટ ભરીને ભગવાનને જુએ છે, ભેટે છે અને વળી મ્હોડે બબડતા જાય છે, ગણુગણે છે, મડી મહી બલકારી પણ ઉડે છે કે :—

" आंखें लगाके तुमसें, न पल्कें हिलायेंगे ।
देखेंगे खेल हम, तुम्हें आगे नचायेंगे ॥"
ॐ ! ॐ ! ! ॐ ! ! !

બીજી એક વાત ખાસ સમજવા જેવી છે કે :—

" કારીગરને જોવાને જર્મની જવા માટે પણ જ્યારે 'પાસપોર્ટ' અને 'ટીકીટો' વગેરે મેળવવા તથા તે માટે એજન્ટ વગેરેને મળવા રૂપ કેટલાક પ્રયત્ન તેમજ લાયકાત—(Qualifications) ની જરૂર પડે છે, ત્યારે તો ખુદ પરમાત્માને જોવા છે અને તે માટે ત્હેની પાસે જવું છે એટલે પછી કેટલાય ભારે પ્રયત્ન અને લાયકાતની ખાસ જરૂર પડવાની હશે ? હાં, એ વાત તો ખરી છે કે પરમાત્માને જોવા સારૂ જર્મની વગેરે ક્યાંય જવું પડે તેમ તો છે નહિ, એટલે તે માટે આ ( સ્થૂળ ) 'પાસપોર્ટ' અને 'ટીકીટો' વગેરે મેળવવાની ખટપટ કરવાની જરૂર પણ છે નહિ : તો પણ તેમને ( પરમાત્માને ) જોવા સારૂ કેટલાક ભારે પ્રયત્ન — ભારે પુરૂષાર્થ તો કરવા પડે છે, અને સદ્‌ગુરુ રૂપી એજન્ટની મુલાકાત લઇ તેની પાસેથી મહેરબાની — 'गुरु-कृपा' રૂપી 'પાસપોર્ટ' ( Passport ) યા તો 'સરટીફીકેટ' ( Certificate ) તથા તેમની ( સદ્‌ગુરુની ) બતાવેલ [ સાધન - અભ્યાસની ] 'युक्ति' ( Process )

રૂપી 'ટીકીટ' ( Ticket ) પણ મેળવવાં પડે છે; તેમજ બસેને પરમાત્મા ખુદ આવીને દર્શન આપે, તો પણ ત્હેને જોવા સારૂ કાંઇ લાયકાત – કાંઇ અધિકાર તો જોઇએ ને ? અરે ! હરહંમેશ ભગવાનની સાથે રહેનાર, ભોજનાદિ સર્વ વ્યવહાર – તમામ ચેષ્ટા સાથે કરનાર, સંપૂર્ણ કૃપાપાત્ર એવા અર્જુનને પણ ભગવાનનાં વિશ્વરૂપ જોવા માટે અધિકાર મેળવવો પડયો ! અર્જુને કહ્યું "ભગવાન ! પ્રભુ ! તમારાં વિશ્વરૂપનાં દર્શન મ્હને કરાવો !" ભગવાને કહ્યું :—

"न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥"

[ ગીતા અ. ૧૧. શ્લોક ૮. ]

"હે અર્જુન ! આ ત્હારા પોતાના ચક્ષુથી મ્હને જોઇ શકશે નહિ : માટે હું ત્હને દિવ્યચક્ષુ આપું છું, બસ તે વડે મ્હારા યોગૈશ્વર્યને – યોગસામર્થ્યને જોઇ લે !"

એક ફકીર અફગાનિસ્તાન ( Afganistan ) થી 'નૂરજહાંન'ને [ દુનિયાનું રૂપ એવી જે 'નૂરજહાંન' ત્હેને ] જોવા સારૂ આવ્યો અને બાદશાહની પાસે માગણી કરી. બાદશાહે પણ સારી પેઠે ફકીરનો આદર–સત્કાર કર્યો. પછી બાદશાહ અને ફકીર [ મુસ્લીમ ધર્મના રિવાજ મુજબ ] સાથે જમવા બેઠા; અને તે વખતે ફકીરની માગણી મુજબ બાદશાહના હુકમથી બેગમ 'નૂરજહાંન' પીરસવા આવ્યાં. ફકીર 'નૂરજહાંન' તરફ એકીટસે જોઇ રહ્યો. કેટલીક ક્ષણ આ રીતે જોયા બાદ

ફકીર બોલ્યો : " જૈસા સુનતેથે ઐસા તો કુછ હૈં નહી ! " બાદશાહે કહ્યું :—" મુરસદ ! ' નૂરજહાંન ' કા નૂર તુમેરે ચશ્મસેં નહીં દીખેગા. બસ હમેરે ચશ્મસેં દેખ લો. "

મીરાંબાઇ, નરસિંહ મહેતા, રામકૃષ્ણ પરમહંસદેવ વગેરે ભક્તોએ કેટલી મહેનત ઉઠાવી છે – કેટલો સખત પુરૂષાર્થ કર્યો છે – કેટલું યાદ કર્યું છે – કેટલી શ્રદ્ધા અને ધીરજ આખર સુધી જાળવી રાખી છે – અરે ! કેટલું રોયું છે, તોજ ભગવાનનાં દર્શન તેઓને થયાં છે.

ધ્રુવજીએ સદ્‌ગુરૂ—નારદજીની ' કૃપા ' ( " गुरु—कृपा " ) મેળવી ગુરુ—ઉપદિષ્ટ ' યુક્તિ ' ( Process ) વડે કઠોર તપશ્ચર્યા કરી, તોજ ભગવાનનાં દર્શન ત્હેને થયાં.

જ્યારે આપણે તો બસ ' સૂંઠને ગાંગડે ગાંધી ' થવું છે ! – ' બારા સુધી ભણી પંડિત ' થવું છે ! ! – ' અધિ સોપારી, અને હીરો દલાલ વેપારી ' એના જેવું થવું છે ! ! ! તો પછી શી રીતે પરવડે ? બસ ' પ્રથમ ચાકરી, પછી પગાર ' એ નિયમ ચોક્કસ છે. " ॐ ! ॐ ! ! ॐ ! ! !

વળી તમે પુછો છો કે " કાગળથી ( પત્ર વ્યવહાર દ્વારા ) મળ્યા તુલ્ય આનંદ કયા સ્વરૂપનો થાય ? " આનો જવાબ :— " અજ્ઞાત સ્વરૂપનો. " ત્યારે તમે પુછશો કે " જ્ઞાત સ્વરૂપ કેવું ? " જવાબ :– " બસ જોયું છે ત્હેને પુછો ! એટલે માલુમ પડશે કે કેવું છે. "

સવાલ :— " કોણે જોયું છે ? "

જવાબ :— "દ્રષ્ટાંતના જર્મન કારીગરને જોવાવાળું કોણ છે તે અને ખબર નથી, અને મેં પણ તે બાબતમાં તમામ વાતની તપાસ કરી દ્રષ્ટાંત લખ્યું નથી. કારણ કે દષ્ટાંત ફક્ત ખપ પુરતુંજ સિદ્ધાંતને ઘટાવા સારૂ હોય છે. નહિ કે સિદ્ધાંતની સાથે સર્વ અંશે દષ્ટાંત મળતું આવે છે. વળી તેમ કરવાની કાંઇ જરૂર પણ નથી. કારણ કે મુમુક્ષુને તો સિદ્ધાંતની સાથેજ વધુ મતલબ હોય છે. ત્યારે જો તમે સિદ્ધાંતના કારીગર–પરમાત્મા બાબત પુછશો, તો ત્હેને જોવાવાળા **ભક્તો** છે."

સવાલ :— "ત્યારે એકાદ ભક્તનું નામ તો બતાવો કે જેહની પાસે જઇને પુછીએ કે 'કેમ કેવું છે તે પરમાત્માનું સ્વરૂપ – જેને તમે પ્રત્યક્ષ જોયું ?'"

જવાબ :— "અરે ભાઇ ! એમ તો કોઇ નહિ બતાવે. 'જીને પાયા ઉને છુપાયા' – બસ બધાય એમજ કહેશે; અને કદાચ કહેશે તોય ઉપર ઉપરના 'અલંકાર'નુંજ વર્ણન કરશે. સાચી વાત – અસલી વાત તો કહેશેજ નહિ. કારણ કે પરમાત્માનાં સ્વરૂપનું વર્ણન થઇ શકે તેમ નથી. તે સ્વસંવેદ્ય છે – સ્વાનુભવ–ગમ્ય છે. બસ જાતેજ તેનો અનુભવ કરવાનો છે. પરંતુ હાં, એટલું તો તેઓ તમને કહેશે – તેઓ રસ્તો બનાવશે – ભગવાનને જોવાની કળા (યુક્તિ) બતાવશે કે :—

'ભાઇ ! ખૂબ યાદ કરો – ખૂબ સ્મરણ કરો – ખૂબ નામનું રટણ કરો – અરે ! નામ લઇને પોકારો – છુટે મ્હોડે પોકારો ! એટલે નામી જ્યાં હશે ત્યાંથી આવી જશે – તમારી

આગળ હાજર થશે. બસ તે વખતે જોઇ લેજો કે પ્રભુનું — પરમાત્માનું સ્વરૂપ કેવું છે. વળી પરમાત્મા કાંઇ દૂર નથી કે જેથી તમારા પોકાર સાંભળતાં તેમજ તેમને આવતાં – હાજર થતાં વાર લાગશે અગર તસ્દી પડશે. તે તો સર્વત્ર આકાશવત્ — જડ ચેતનમાં પણ ભરપુર છે. અરે! તમારા અંતરમાં પણ છે: પરંતુ શુદ્ધ ભાવના જોઇએ – પ્રેમ જોઇએ – લાગણી જોઇએ — બરાબર ભૂખ – તાલાવેલી લાગવી જોઇએ. ટુંકમાં કહેવાનું કે, બસ એટલો અધિકાર – એટલી તૈયારી જોઇએ; અને તે માટે બસ એકજ ઉપાય – એકજ સરળ ઉપાય છે કે :—

પરમાત્માનાં નામ–ગુણ–કૃતિનું ગાન કરો !— ધ્યાન કરો !! – ચિંતન કરો ! ! ! બસ ખૂબ પ્રેમથી – ખૂબ ભાવથી કરો. અરે! પ્રેમ ન આવે–ભાવ ન આવે તોય કરો, કરો અને કરો. એમ કરતાં ક્રમે કરીને અંતઃકરણ શુદ્ધ થશે – હૃદય નિર્મળ થશે – સત્વવૃત્તિનો ઉદય થશે – શુદ્ધસત્વ કાયમ થશે અને પરમાત્માનાં દર્શન થશે.' "

બસ માટે એજ કે :—

યાદ કરો !  યાદ કરો !!  યાદ કરો !!!

ૐ !  ૐ !!  ૐ !!!

## ॥ ગુણોના ચિંતવનથી ગુણીમાં ગુમ થવાય. ॥

હવે " કારીગરી તે કારીગર નથી " આ સિદ્ધાંતવાક્યના આધારે " કારીગરીથી કારીગરનું સ્વરૂપ – આકૃતિ કે કંઇ પણ શી રીતે સમજાય ? હું સારૂં સારૂં લખાણ લખું કે બહારથી કૃત્ય કરૂં, જ્યારે દીલમાં તો કેવોએ ખરાબ ખ્યાલ હોય. તેથી

જેમ મારા ખરા સ્વરૂપનો ખ્યાલ ખરી રીતે આવે નહિ, તેમ કારીગરીથી જર્મનીના કારીગરનો ખ્યાલ કેવી રીતે થાય ?" — આમ જે તમારો ખ્યાલ છે તે ભલે દ્રષ્ટાંતમાં બનાવેલા જર્મન કારીગરમાં લાગુ પડે, પણ સિદ્ધાંતમાં નિરૂપણ કરેલા ( અપ્રત્યક્ષ ) પરમાત્મામાં આવો આ તમારો ખ્યાલ બીલકુલ લાગુ પડેજ નહિ. કારણ કે પરમાત્મા નિર્દોષ છે. એટલે કાંઇ પણ દુર્ગુણ કે પોલમ-પોલ ઇશ્વરમાં સંભવે નહિ: જ્યારે જર્મન કારીગર તો જીવ છે — દુનિયાદારીનું માણસ છે; એટલે તેનામાં અંદરખાનાના દોષો — દુર્ગુણો અને " બહારસેં અચ્છી બની, અંદરકી તો રામ જાને" આ કહેવત — અંદરખાનાની પોલમપોલ તમામ ઘટે છે અગર ઘટી શકે છે. કારણ કે જીવ માત્ર દોષને પાત્ર છે.

વળી " ગુણોમાં નહિ પણ ગુણીમાં ગુમ થવું " — એ વાત તદ્દન સાચી છે: પણ તેમ થવા માટે અર્થાત્ **ગુણીમાં ગુમ થવા માટે સાધન છે - ગુણોનું ચિંતન.** માટે તે છે આદરણીય, નહિ કે નિંદનીય.

રાગ — **ખમાચ** — તાલ કેરબો.

ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય,<br>
પ્રીતિથી સ્વવશ થઇ જાય જગરાય.—ગુણ૦<br>
અન્ય ઉપાય કઠણ અનુ કલીમાં,<br>
આ તો સદા સહુથી સુખેથી કરાય.—ગુણ૦

વાસ્તે—

**કરો ગુણોનું ચિંતન!**<br>
**કરો ગુણોનું સ્વતન!!**<br>
**કરો ગુણોનું ગાયન!!!**

[ અહીં આગળ વિચારો ગીતા અ. ૧૦ શ્લોક ૮ થી ૧૧ સુધી. તેમાં શ્લોક ૮ માં ' સર્વને ઉત્પન્ન કરનાર – સર્વ જગત રૂપી કારીગરી કરનાર – રચનાર એવા **મ્હોટા કારીગર પરમાત્મા છે.** ' બસ એવો ભાવ – એવો ધ્વનિ છે. માટે **" પ્રભુ " (" प्रकर्षेण भूयते इति प्रभुः "– અનેક રૂપે – તમામ જગત રૂપે જે ઉત્પન્ન થાય તે ' પ્રભુ ')** નામ છે પરમાત્માનું. શ્લોક ૯ માં ' ભજન–પ્રકાર. ' — પરમાત્માનું એટલે પરમાત્માના જન્મ—કર્મ—નામ—ગુણ વિગેરેનું કથન—ચિંતન રૂપ **' ભજન–પ્રકાર '** બતાવેલા છે. પછી શ્લોક ૧૦ અને ૧૧ માં ' ઉપરના શ્લોકમાં બતાવેલા પ્રકારે ભજન કરનાર ભક્તોને ભગવાન પોતે જ્ઞાન આપી મુક્ત કરે છે : એમ ભગવદ્વાક્ય છે. ' આ શ્લોકમાં ભજનનું ફળ – પરિણામ ( result ) આપેલું છે.

અત્રે લખતાં લખતાં ગીતાના આ ( ઉપરના ) શ્લોકો ઉપર સ્વાભાવિક ધ્યાન ખેંચાવાથી બાળકની પેઠે સહજ બુદ્ધિએ અહીં આગળ ટાંકી આમ લખી કહાડયું છે. માટે આ ઠેકાણે આનો ( ગીતાના ઉપરના શ્લોકોનો ) નિરૂપયોગ અગર અસ્થાને પ્રયોગ યા તો વિષયાંતર જણાય તો દરગુજર કરશો. ]

**હે પ્રભો ! હે દયાળુ ! ! હે ભક્તવત્સલ ! ! !**

**ૐ ! ૐ ! ! ૐ ! ! !**

## ॥ સમાધિનું સ્વરૂપ. ॥

તમારા પત્રના પેરા ૧૫ નો જવાબ :—

આપણા " પ્રણવાનંદ–લહરી–વિચારણા " માં ( પાન

૪૦ માં ) " **तदेवाऽर्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः** " આવું આ લખાણ છે, તેમાં ( મૂળ સૂત્રમાં ) ' **स्वरूप** ' આવો આ શબ્દ છે, તેને જોતાંજ મ્હને લાગે છે કે છેક પ્રથમથીજ ( તમારાં પત્રના પેરા ૧૨ થીજ ) તમારા મગજની અંદર ચ્હડેલો અને ઘુંચવાયા કરતો " ચૈતન્યસ્વરૂપ " નો ખ્યાલ અહીં પણ તમને સ્ફુર્યો હશે. તો અહીં આગળ તેનો કાંઇ સંબંધ નથી. અહીં તો **समाधि** નું સ્વરૂપ – **समाधि** નું લક્ષણ – **समाधि** ની વ્યાખ્યા આ ( પતંજલિ મુનિના ) સૂત્રમાં આપેલ છે. આ સૂત્રનો **અર્થ** મેં કીધો છે તે બરાબર સમજવામાં નહિ આવ્યો હોય. માટે ફરી સાંભળો :—

" **तदेवाऽर्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः** " – અર્થ :— " **तदेव** એટલે ઉપરના સૂત્રમાં જે ' ધ્યાન ' બતાવ્યું તેજ અર્થાત્ તેજ ધ્યાન અર્થમાત્રનિર્ભાસવાળું અને સ્વરૂપશૂન્ય જેવું હોય ( ત્યારે તે ) **સમાધિ** ( ક્હેવાય ). "

**વધુ સ્ફુટીકરણ :—**

અહીં " સ્વરૂપશૂન્ય જેવી સ્થિતિ " આમ તમારા ખ્યાલ અને સમજણ મુજબ અર્થ ન કરતાં " સ્વરૂપશૂન્ય જેવું ધ્યાન " એવો અર્થ સમજવો. કારણકે અહીં —— " **स्वरूपशून्यम् इव** " – " સ્વરૂપશૂન્ય જેવું " એમ ' ધ્યાન ' નું વિશેષણ પદ છે : નહિ કે સ્થિતિનું. જો ' સ્થિતિ ' નું વિશેષણ પદ હોત તો " **स्वरूपशून्या इव** " – " સ્વરૂપશૂન્ય જેવી " એવો અર્થ થાત. અર્થાત્ " સ્વરૂપશૂન્ય જેવું કોણ ? " – ( જવાબ ) – " ધ્યાન, " નહિ કે " સ્થિતિ. " " સ્થિતિ " ( Existence )

પોતે કદી પણ 'સ્વરૂપશૂન્યા' અગર તો 'સ્વરૂપશૂન્ય જેવી' હોઇ ન શકે. કોઇ પણ વસ્તુ પોતાની હયાતી દશામાં – પોતાની વિદ્યમાન અવસ્થામાં – વર્તમાનકાળમાં 'સ્વરૂપશૂન્ય' બની ન શકે. તેમ હોય તો 'વદતોવ્યાઘાતદોષ' આવે. જેમકે "મ્હારી મા વાંઝણી છે" આ ઠેકાણે 'વદતોવ્યાઘાતદોષ' આવે છે. એટલે કે 'મા' હોય તે 'વાંઝણી' ન હોઇ શકે અને 'વાંઝણી' હોય તે 'મા' ન હોઇ શકે. કારણકે જે પુત્રવાળી હોય તેજ 'માં' કહેવાય; અને જે પુત્ર વિનાની – અપુત્રવતી હોય તેજ 'વાંઝણી' કહેવાય. ત્યારે 'મા' અને 'વાંઝણી' આ બન્ને શબ્દનો પ્રયોગ એકત્ર એટલે એકજ ઠેકાણે – ભેગો સંભવે નહિ. આજ પ્રમાણે "સ્થિતિ સ્વરૂપશૂન્યા" આ ઠેકાણે "સ્થિતિ" એમ કહેવાથી 'સ્થિતિ' નો ભાવ થયો એટલે 'સ્થિતિ' નું વિદ્યમાનપણું થયું; અને "સ્વરૂપશૂન્યા" એમ કહેવાથી સ્વરૂપ–રહિતપણું – અભાવપણું – અવિદ્યમાનપણું સિદ્ધ થયું. ત્યારે એકજ વસ્તુના એકી કાળે ભાવ અને અભાવ બંને ભેગા સંભવે નહિ. જેમકે દિવસ અને રાત એ બંને એકી કાળે સંભવે નહિ. હાં, એકના અભાવે બીજો સંભવે છે. એટલે કે દિવસના અભાવે રાત અને રાતના અભાવે દિવસ: એમ બની શકે છે. ત્યારે તમે જો કહો "સ્થિતિ છે" અને "વળી તે સ્વરૂપશૂન્યા છે" એમ બંને પરસ્પર વિરોધી ભાવ અને અભાવ એકજ સમયે શી રીતે સંભવે? હાં, દિવસ અને રાતની પેઠે એકના અભાવે બીજો સંભવે છે. પરંતુ તે પણ 'સ્થિતિ' માં ઘટે નહિ. અર્થાત્ 'સ્થિતિ' નો કદાપિ અભાવજ ન થાય, કારણકે

'સ્થિતિ' એ નિત્યભાવવસ્તુ છે, બ્રહ્મનું સ્વરૂપ હોવાથી. 'સ્થિતિ', 'સત્', 'અસ્તિ', 'Existence' વગેરે એ બધા પર્યાય શબ્દ છે, બ્રહ્મવાચક છે. એટલે બ્રહ્મનું જ સ્વરૂપ છે.

આજ વિચાર મુજબ ધ્યાનની સ્વરૂપશૂન્યતા – ધ્યાનની અવિદ્યમાનતા – ધ્યાનનું અભાવપણું પણ એની પોતાની વિદ્યમાન દશામાં – હયાતીમાં – ભાવ અવસ્થામાં ઘટે નહિ. પરંતુ 'ધ્યાન' પોતે ત્રિપુટી – ( ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ) અંતર્ગત – ત્રિપુટી-અંતર્ભૂત હોવાથી અને બ્રહ્મનું સ્વરૂપ ન હોવાથી પરિણામી વસ્તુ છે. માટેજ સમાધિદશામાં તેનું અભાવપણું – રૂપાંતરપણું સંભવે છે. અર્થાત્ પોતાની પરિપક્વ દશામાં 'ધ્યાન' જ 'સમાધિ' નામ ધારણ કરે છે.

અહીં મુદ્દાનું એટલું સમજવાનું છે કે :—

ધ્યાનાવસ્થામાં ત્રિપુટી ( ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ) નું ભાન રહે છે; જ્યારે અભ્યાસબળથી પ્રાપ્ત થયેલ સમાધિસ્થિતિમાં તો ત્રિપુટીનો લય થાય છે, અર્થાત્ ત્રિપુટીની વૃત્તિનું વિસ્મરણ થાય છે. ભગવાન શંકરાચાર્યે પણ અપરોક્ષાનુભૂતિમાં સમાધિનું સ્વરૂપ – લક્ષણ બતાવ્યું છે કે :—

" निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥ "

અર્થ :—" નિર્વિકાર અને વળી બ્રહ્માકાર રૂપ વૃત્તિ વડે વૃત્તિનું સમ્યક્ વિસ્મરણ, ( તે ) જ્ઞાનસંજ્ઞક સમાધિ ( એટલે કે 'જ્ઞાન-સમાધિ' ) ( છે )."

સમાધિકાળમાં ‘ ધ્યાતા ’ (જીવ–ચિદાભાસ) અને ‘ ધ્યાન ’ ( અંતઃકરણ ) આ બે ‘ ધ્યેય ’ ( સાક્ષી ) માં લીન થાય છે; અને ‘ ધ્યાતા ’ અને ‘ ધ્યાન ’ ની અપેક્ષાએ કરીનેજ ‘ ધ્યેય ’ એવું નામ પડેલું જે શુદ્ધ ચૈતન્યનું, તે ત્યાં એકલોજ રહે છે. અર્થાત્ સર્વ ( ત્રિપુટીરૂપ ) ઉપાધિનો લય હોવાથી આત્મા – બ્રહ્મ પોતેજ ( એકલું ) રહે છે. પરંતુ ધ્યાનમાં રાખવાનું કે સમાધિકાળમાં અંતઃકરણનો લય નથી થતો, પણ અંતઃકરણની વૃત્તિઓનો લય થાય છે. કારણ કે જો અંતઃકરણનો લય થાય તો સમાધિસુખનો અનુભવ થાય નહિ. તો તે સમાધિસુખનો અનુભવ સમાધિકાળે યોગીને થાય છે: અને તે માટે ગીતામાં ભગવાન કહે છે કે, “ **सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् । वेत्ति यत्र** ”......[ ગીતા અ. ૬. શ્લો. ૨૧. ] અર્થાત્ “ જ્યાં ( સમાધિમાં ) [ યોગી ] ઇન્દ્રિયાતીત [ પણ ] બુદ્ધિગ્રાહ્ય [ એવું ] જે [ એક ] આત્યંતિક [ બ્રહ્મ ] સુખ [ છે ], તેને જાણે છે ( અનુભવે છે ). ” આથી સાબિત થાય છે કે સમાધિમાં અંતઃ-કરણ ( બુદ્ધિ ) નો લય થતો નથી. પરંતુ બધું એકમેક થઇને રહેવાથી તે વખતે કશો વ્યવહાર સિદ્ધ થતો નથી. બસ તે કાળે ( સમાધિકાળે ) “ અનુભવ ” એવો શબ્દ, અગર તો “ અનુભવ થાય છે ” એવો વ્યવહાર પણ યથાર્થરીતે વિચાર કરતાં સિદ્ધ થાય નહિ. કારણ કે સમાધિમાંથી ઉતરીને વ્યુત્થાનદશામાંજ તમામ વ્યવહારની સિદ્ધિ છે. વ્યુત્થાનકાળે યોગીને સમાધિસુખની સ્મૃતિ થાય છે; અને તે “ સ્મૃતિ ” ની જ અપેક્ષાએ કરીને “ અનુભવ ” આ શબ્દ અગર વ્યવહારનો પ્રયોગ છે; જો કે

"અનુભવ" વિના "સ્મૃતિ" થતી નથી, અર્થાત્ કોઇપણ વસ્તુનો પ્રથમ અનુભવ થયેલો હોય, તો જ તેની સ્મૃતિ થાય: આ હિસાબે – આ યુક્તિ વડે જો તમે કહેશો કે "જ્યા સમાધિકાળે 'અનુભવ' તો હતોજ;" તો પણ હું કહીશ કે "ભાઇ! અનુભવ તો ખરો, પણ સમાધિકાળે કરણોનો એટલે કે ઇન્દ્રિયો તેમજ અંતઃકરણની વૃત્તિઓનો અભાવ (– લય) હોવાથી તે 'અનુભવ' નો શબ્દપ્રયોગ અગર તો તેની વ્યવહાર-સિદ્ધિ ક્યાં છે? માટેજ સમાધિકાળ વિષે 'અનુભવ' આત્માથી અભિન્ન થઇનેજ પ્રવર્તે છે." શ્રીભગવાન પણ એજ કહે છે કે:– "**यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति,**" [ગીતા. અ. ૬. શ્લો. ૨૦.] અર્થાત્ "જ્યાં (સમાધિમાં) [યોગી] આત્મા (પોતા) વડેજ આત્માને (પોતાને) જોઇને આત્મામાં (પોતામાં) સંતોષ માણે છે."

તદ્દન સત્ય કહીએ તો સમાધિસ્થિતિમાં સાધ્ય–સાધન ભાવનો અભાવજ છે. એટલે તે કાળે કહેવા–સાંભળવા, જોવા–જાણવા રૂપ કશોજ વ્યવહાર ઘટે નહિ – પરમસત્યમાં શબ્દપ્રયોગ ચાલે નહિ. તોપણ શાસ્ત્રાદિમાં જે તેનું વર્ણન છે, તે કેવળ મસ્તીનો વિલાસ માત્રજ છે. અથવા મુમુક્ષુને સત્યવસ્તુનું – પરમસત્યનું (અંગુલીનિર્દેશપૂર્વક) લક્ષ્ય કરાવવા માટે છે: જેથી કે મુમુક્ષુ શૂન્યવાદમાં ન આવી જાય.

વળી આગળ વધુ વિચાર કરતાં એમ પણ જણાય છે કે જ્યાંસુધી પ્રારબ્ધશેષ – સંસ્કારશેષ છે, અર્થાત્ યોગીનાં શરીરનાં

प्रारब्ध हजु बाकी रह्यां छे – पूरां नथी थयां, त्यांसुधी समाधिमां त्रिपुटी ( ध्याता, ध्यान अने ध्येय ) नो लय निःशेष – आत्यंतिक थतोज नथी; पण पाणीनी अंदर डूबकी मारेला पुरुषनी पेठे – बीजनी अंदर रहेला अंकुर–अमर वृक्षनी पेठे अप्रकट भावे ते रहे छे. माटेज आपणा मूळ ( पातंजल योग ) सूत्रमां '**स्वरूपशून्यमिव**' 'स्वरूपशून्य जेवुं' – 'स्वरूपशून्य तुल्य' एवो शब्द छे : नहि के '**स्वरूपशून्यमेव**' – 'स्वरूपशून्यज' एवो शब्द मूकेल छे. बस तेथीज '**अर्थमात्रनिर्भासं**' – 'अर्थमात्रना निर्भासवाळुं' [ ध्यान ] छे [ समाधिमां ] एम यथायटीन छे.

ॐ ! ॐ !! ॐ !!! ओ......म.

[ बाकीनो जवाब तमारा पत्रना पेरा १६ ना करेला खुलासामां छेवटना भागे छे. ]

## ॥ सोपाधिकस्वरूप–चिंतवन–प्रकार ॥

तमारा पत्रना पेरा १६ नो जवाब या खुलासो :—

बोलवा–चालवा वगेरे क्रियावाळा जे चैतन्य, ते सोपाधिक ज छे : निरुपाधिक नहि. कारण के निरुपाधिकमां क्रिया घटे नहि. ते निष्क्रिय छे. उपाधि (शरीर, इन्द्रिय, मन, बुद्धि वगेरे) होय तोज क्रिया संभवे ने ? माटे आकार तथा गुणोनी साथे रहेनार एवा साकार–सगुण–सोपाधिक ब्रह्मनुंज ध्यान भक्तोने वहु इष्ट छे.

વળી ઇશ્વર પણ સોપાધિક ચૈતન્ય જ છે. કારણકે જગતની ઉત્પત્તિ–સ્થિતિ–લય રૂપ તમામ ક્રિયા, તમામ ગુણો, માયા-ઉપાધિ વગેરે તમામ વસ્તુ ઇશ્વરમાં છે. તો એ બધું સોપાધિક ચૈતન્યમાંજ ઘટે. અરે! આખરે 'ઇશ્વર' એવી સંજ્ઞા (નામ) પણ સોપાધિકચૈતન્યમાંજ ઘટે. ત્યારે એવા જે સોપાધિક-ચૈતન્યસ્વરૂપ ઇશ્વર, ત્હેના વિચારો હૃદયમાં લાવવા માટે અગર હૃદયને ત્હેના વિચારમાં – ત્હેના વિચારરાજ્યમાં લઇ જવા માટે ત્હેની આ જગતરૂપી અકળ કળા – અદ્‌ભૂત રચના – અદ્‌ભૂત કારીગરીનું અવલોકન યા નિરીક્ષણ કરવું, અને તે બાબતનું કથન–ચિંતન–સ્તવન–ગાન વગેરે કરવું, તેમજ આખરે કુદરતના ઉંચા ઉંચા ( સાત્વિક ) ચિત્તાકર્ષક દશ્યોનું સેવન ( દર્શન ) કરવું આવશ્યક છે.

## ॥ નિરૂપાધિકસ્વરૂપ–ચિંતવન પ્રકાર ॥

અને વળી તે ઇશ્વરનું સાચું સ્વરૂપ – ખરૂં સ્વરૂપ – અસલી સ્વરૂપ જે નિરૂપાધિકચૈતન્ય એટલે કે "હું" – આત્મા – કુટસ્થથી અભિન્ન બ્રહ્મ છે, ત્હેના વિચારો – ત્હેના ખ્યાલો જો લાવવા હોય તો બ્રહ્મનિષ્ઠ – જ્ઞાની પુરુષોનો સમાગમ અને વેદાંતશાસ્ત્રોનો વિચાર ( શ્રવણ – મનન ) કર્તવ્ય છે. પશ્ચાત્ 'હું અજર છું,' 'અમર છું,' 'અજન્મા છું,' 'અવિનાશી છું,' 'બંધ–મોક્ષથી રહિત છું,' 'શિવસ્વરૂપ છું,' 'નિષ્ક્રિય છું,' 'સર્વધર્માતીત છું,' 'નિર્વિકલ્પસ્વરૂપ છું,' 'શાંત છું,' 'એક છું,' 'અભેદ છું,' 'સર્વ ઉપાધિઓથી રહિત આનંદ-સ્વરૂપ છું,' 'અબાધિત છું.' 'અસલી "હું" છું,' –'આત્મા

છું,' 'સર્વવ્યાપક બ્રહ્મ છું,' વગેરે...વગેરે...વગેરે એવા એવા – એવા પ્રકારના સિદ્ધાંતવાક્યો – મહાવાક્યોનું ગાન કરવું–અરે! ખૂબ લલકારવું. બસ આથી બીજા વિચારો – અનાત્મ વિચારો કરતાં અટકી, ચિત્ત એક આત્મવિચારમાંજ – બ્રહ્મવિચારમાંજ મશ્ગુલ બની વિરમશે.

## ॥ સાક્ષાત્કારનું સ્વરૂપ ॥

ત્યાર બાદ "**न किंचिदपि चिंतयेत्**" – 'કંઇ પણ ચિંતવન ન કરવું' એમ આ ગીતાવાક્યનો – ભગવાનના ઉપદેશ-વાક્યનો મર્મ છે. જેમકે —

"**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत्**"... [ ગીતા અ. ૬. શ્લોક. ૨૫. ] એટલે કે "મનને [ '**आत्मसंस्थं**' એટલે ] આત્મામાં સમ્યક્ સ્થિત કરી – સારી પેઠે જોડી – લગાડી ( બાદ ) કંઇ પણ ચિંતવન ન કરવું" એમ ગીતાવાક્ય છે : તો મન જ્યાં સુધી '**आत्मसंस्थं**' – આત્મામાં સમ્યક્ – સારી પેઠે સ્થિત ન થયું હોય, ત્યાં સુધી તો ઉપરોક્ત ( 'હું અજર છું,' 'અમર છું' વગેરે ) આત્મવિચાર કરવોજ જોઇએ – ચાલુ રાખવો જોઇએ–જારી રાખવો જોઇએ. પછી તેમ કરતાં જ્યારે મન '**आत्मसंस्थं**' – આત્મામાં સમ્યક્ – સારી પેઠે સ્થિત થઇ જાય, [ જુઓ. "પાગલ–પસંદગી" પાન. ૩૬ – ૩૯ ભ. નં. ૧૬ ] બસ ત્યારે 'કંઇ પણ ચિંતવન ન કરવું.' અર્થાત્ મન આત્મામાં સમ્યક્ ( સારી પેઠે ) સ્થિત થઇ ગયા પછીજ તમામ ચિંતવન બંધ કરવાનાં છે. બસ તે વખતે આત્મવિચાર – આત્મા સંબંધી (ઉપરોક્ત પ્રમાણે 'હું અજર છું,' 'અમર

છું ' વગેરે ) વિચાર પણ બંધ કરવાનો છે. [ જુઓ. " સ્વામી રામતીર્થ " – " When that state ( of Divinity ) is reached do not continue repeating 'o m.' Stop." જુઓ – ' પાગલ–પસંદગી " – પાન ૪૦. ભ. નં. ૧૭. ]

ઉપરોક્ત ગીતાનો શ્લોક તમામ દુઃખના સંયોગથી વિયોગ કરનાર એટલે કે તમામ દુઃખને દૂર કરનાર 'યોગ' નામથી અભિહિત એવું જે એક બ્રહ્મસુખ છે, તેની પ્રાપ્તિ માટે તે યોગાભ્યાસ તેમજ તેના સાધન રૂપ ધ્યાન–ધારણા વિષયક છે [ જુઓ અને વિચારો ગીતા – અ. ૬. શ્લોક ૨૧ – ૨૫. ( ૨૬ મો શ્લોક પ્રત્યાહાર વિષયક છે, અને ૧૯ મો શ્લોક સમાધિનું સ્વરૂપ – લક્ષણ બતાવે છે.)] ભગવાન શંકરાચાર્યે તેમના અપરોક્ષાનુભૂતિ ( શ્લો. ૧૧૩ ) માં આ ' ધ્યાન ' નું સ્વરૂપ ( લક્ષણ – વ્યાખ્યા ) ઘણીજ સ્પષ્ટરીતે બતાવેલ છે. તે એ કે :—

" ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालम्बतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥ "

અર્થ :– " ' ( હું ) બ્રહ્મજ છું ' આ સત્યવૃત્તિ વડે ( એટલે કે – કોઇપણ પ્રમાણ વડે બાધ નહિ પામનાર વૃત્તિનું અવલંબન લઇને ) નિરાલંબરૂપ વડે પરમાનંદ દેનારી ( જે ) સ્થિતિ, ( તે ) ' ધ્યાન ' શબ્દ વડે પ્રસિદ્ધ ( છે. ) "

**( ધ્યાનાવલંબન – " अहं ब्रह्मास्मि " વૃત્તિ કે " ॐ " ગાન. )**

[ અહીં એક સામાન્ય છતાં ખાસ સૂચના અમરે મનનો તરંગ યા ખ્યાલ :—

ઉપરના શ્લોકમાં ભગવાન શંકરાચાર્ય "**अहं ब्रह्मास्मि**" ("**शिवोऽहम्**" – "**सोऽहम्**" વગેરે પણ) આ વૃત્તિનું અવલંબન બતાવે છે; જ્યારે સ્વામી રામતીર્થ (જુઓ – "પાગલ–પસંદગી"– પાન ૪૦ – ૪૩; વળી પાન પર અને પ૩, છેવટની બે લાઈન.) તથા અન્ય શાસ્ત્રો (ઉપનિષદાદિ) પણ (જુઓ – "પાગલ– પસંદગી" – પાન ૧૪ – ર૩, ભજન નં. ૧૦ – ૧૧), તેમજ (સમાગમમાં આવેલા એવા) કેટલાક અનુભવી મહાત્માઓ પણ "ॐ" આ શબ્દ (ઉચ્ચાર – ગાન) નું અવલંબન કહે છે – બતલાવે છે.

[ "एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥"
[ इति कठोपनिषत्–वल्ली २, मंत्र १७. ]

અર્થ :— "આ (પ્રણવ રૂપ) આલંબન (કાર્યબ્રહ્મ – સગુણબ્રહ્મનું ધ્યાનોપકારક હોવાથી ગાયત્રી વગેરે આલંબનો કરતાં) શ્રેષ્ઠ છે; આ (પ્રણવરૂપ) આલંબન (પરબ્રહ્મ – નિર્ગુણબ્રહ્મનું ધ્યાનોપકારક હોવાથી) ઉત્કૃષ્ટ છે; આ (પ્રણવ) અવલંબનને જાણીને (ઉપાસીને) બ્રહ્મલોકમાં (અધિકારી) મહિમાને પામે છે અર્થાત્ ઉપરોક્ત બંને પ્રકારના (કાર્ય અને કારણ – સગુણ અને નિર્ગુણ) બ્રહ્મધ્યાન વડે બ્રહ્મલોકપ્રાપ્તિ દ્વારા મુક્તિને પામે છે." ]

તો એનો ખુલાસો (મ્હને તો લાગે છે) એવો છે કે :—

જેઓ આગળ વર્ણેલા (ઉત્તમાધિકારી – વેદાંતમાર્ગાવલંબી – વિચાર – જ્ઞાનયોગના અધિકારી ) છે, તેઓને માટે ઉપર શ્લોકમાં બતાવેલ પ્રમાણે ફક્ત " अहं ब्रह्मास्मि " આ વૃત્તિનું અવલંબન યોગ્ય છે. કારણકે તેઓને માટે " ૐ " એટલે કે પ્રણવોપાસના તેમજ કોઇપણ ક્રિયાયોગનો આશ્રય – અવલંબન લેવાનું છે નહિ. વધુમાં તેઓના નિશ્ચયમાં તો એવું છે કે, " અજ્ઞાન – જ્ઞાન, બંધ – મોક્ષ, ધ્યાન – સમાધિ વગેરે તમામ વસ્તુ અજ્ઞાનોદ્ભૂત મનઃકલ્પિત છે – મનની કલ્પનામાત્રજ છે. સમગ્ર જગત્ મનોજ કલ્પેલું છે – ઉભું કરેલું છે. અરે ! ' યોગવસિષ્ઠ '( વગેરે ગ્રન્થો ) માં જે સાત ભૂમિકા ( અવસ્થા ) – [ ' ज्ञानभूमि ' :— ( ૧ ) શુભેચ્છા, ( ૨ ) વિચારણા, ( ૩ ) તનુમાનસા, ( ૪ ) સત્ત્વાપત્તિ, ( ૫ ) અસંસક્તિ, ( ૬ ) પદાર્થાભાવની અને ( ૭ ) તુર્યગા ] વર્ણવેલ છે, તે પણ મનનીજ ( ભૂમિકાઓ – અવસ્થાઓ ) છે : નહિ કે આત્માની. આત્મા તો નિત્યશુદ્ધ સદૈવ એકરસજ છે. ત્યારે સાત ભૂમિકાઓ ( અવસ્થાઓ ) કે કોઇપણ ઉપાધિ ( શુદ્ધ અને એકરસ એવા ) આત્માની તો કહી શકાયજ કેમ ? માટે બધી જંજાળ મનનીજ છે. અને તે મન પોતે કલ્પિત છે. ત્યારે એવા કલ્પિત મનને રોકવું અગર તે માટે પ્રયત્ન કરવો અર્થાત્ મનોનિગ્રહ માટે ક્રિયાયોગનો આશ્રય લેવો – અવલંબન લેવું : આમ કલ્પિત ધર્મમાં – અનાત્મધર્મમાં ન પડતાં એક આત્મચિંતન – બ્રહ્મચિંતનજ કર્તવ્ય છે. " આવા દૃઢ અનુભવબળથી – દૃઢ નિશ્ચયબળથી તેઓ ( ઉત્તમાધિકારીઓ ) બસ બ્રહ્મચિંતનજ

કરે છે. તેમ કરતાં તેમજ " **अनेकजन्मसंसिद्धः** " ( ગીતા. અ. ૬, શ્લો. ૪૫. ) આ ગીતાવાક્ય – ભગવદ્‌વાક્ય પ્રમાણે પૂર્વે ક્રિયાયોગ વગેરેનો અભ્યાસ કીધેલો હોવો જોઇએ, તોજ તેને પ્રતાપે અને વળી " **ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना** " – " ઇશ્વરના અનુગ્રહ વડેજ પુરૂષને ( મુમુક્ષુને ) અદ્વૈત વાસના ( **થાય છે.** ) " ( અવધૂતગીતા ) આ અવધૂત ( ગુરુ દત્તાત્રેય ) વાક્ય પ્રમાણે પરમાત્માની કૃપાથી તેઓને " **अहं ब्रह्मास्मि** " – " હું બ્રહ્મ છું " આ વૃત્તિનો ઉદય થાય છે; પછી ક્રમે કરીને " **ब्रह्मैवास्मि** " – " હું બ્રહ્મજ છું " આવી વૃત્તિની દૃઢતા થાય છે. બસ તે વખતે ' આવરણ 'નો ભંગ થાય છે; અને " **ब्रह्मैवास्मि** " – " હું બ્રહ્મજ છું " આ વૃત્તિ વડે " **जीवोऽहम्** " – " હું જીવ છું " વગેરે તમામ અનાત્માધ્યાસ – અનાત્મવિચાર – અજ્ઞાનવૃત્તિ બાધ પામવાથી ' વિક્ષેપ 'નો પણ નાશ થાય છે, એટલે તે વેળા કોઇપણ પ્રમાણવૃત્તિ વડે બાધ નહિ પામનાર એવી જે **सद्वृत्ति** – સત્યવૃત્તિ ( અબાધિત વૃત્તિ ) " **ब्रह्मैवास्मि** " – " હું બ્રહ્મજ છું " છે, તે વડે એટલે કે તેનું અવલંબન લઇને **निरालम्बतया** – નિરાલંબભાવ વડે – નિરાલંબરૂપ વડે પરમાનંદ દેનારી સ્થિતિ રૂપ ' **ધ્યાન** ' તેવાઓને ( ઉત્તમાધિકારીઓને ) કુદરતી રીતે – સ્હેજે સિદ્ધ થાય છે. આ અભ્યાસમાં – આવા ધ્યાનમાં મનને લક્ષ્યપૂર્વક – પ્રયત્નપૂર્વક રોકવું પડતું નથી, પણ એની મેળે – સ્હેજેજ મનનો નિરોધ થઇ જાય છે. આ અભ્યાસનું નામ છે ' **સહજ અભ્યાસ** ' અગર ' **જ્ઞાનાભ્યાસ;** ' અને આનો અધિકારી છે **ઉત્તમ.**

પરંતુ આપણે તો પહેલાં આ મનરૂપી બાણ જે વિષય વાસના રૂપી કાટથી ખવાઇને નિસ્તેજ થઇ ગયું છે, તેને "ॐ" ની ધૂન ( પ્રણવ ઉપાસના ) રૂપી સરાણ પર ચઢાવી તીક્ષ્ણ ધારવાળું કરી એટલે કે સત્વમય કરી બ્રહ્મરૂપી લક્ષ્યને ભેદી શકીશું. વારંવાર "ॐ" નો જપ–"ॐ" ની આવૃત્તિ અને "गुरुः ॐ" – "ॐ" ની ધુન એજ "પ્રણવ ઉપાસના." મોટેથી "ॐ" – 'गुरुः ॐ" ની ધૂન મચાવવાથી શરીરની અંદર એક વિજળી ઉત્પન્ન થાય છે, જેથી તરત મનને અસર કરે છે અને મલીન વાતાવરણ મૂકી દઇ શુદ્ધ વાતાવરણમાં પેસી આ મન બ્રહ્મરૂપ – આનંદરૂપ બને છે. ભમરા જેમ ગુંજન કરે તેવીજ રીતે આ "गुरुः ॐ" "ॐ" ની ધૂન મચાવવાથી થોડાજ વખતની અંદર શરીરની રગેરગ – નૃસેનસમાં ઝમઝમાટ આવે છે. સીતાર વગાડવાથી જેમ તેના ન્હાના મ્હોટા દરેક તારમાંથી એકી વખતે ઝણકારો અવાજ સંભળાય તેવીજ રીતે શરીરની અંદરથી પણ સંભળાય છે. બસ આ પ્રમાણે પ્રણવોપાસના કરવાથી ચિત્ત શાંત એટલે વિક્ષેપ રહિત થાય છે. પછી ક્રમે કરીને સત્વમય થતાં "अहं ब्रह्मास्मि" – "હું બ્રહ્મ છું" આ વૃત્તિનો ઉદય થાય છે. બાદ "ब्रह्मै-वास्मि" – "હું બ્રહ્મજ છું" આવી દ્દઢતાવાળી વૃત્તિની સ્થિતિ થાય છે. પછી તો 'निरालम्बतया स्थितिः' એટલે કે નિરાલમ્બભાવ – નિરાલંબરૂપ વડે ( પરમાનંદ દેનારી ) સ્થિતિ રૂપ ધ્યાન સિદ્ધ થાય છે. તત્પશ્ચાત્ 'वृत्तिविस्मरणं सम्यक्' એટલે કે વૃત્તિનું સમ્યક્ વિસ્મરણ રૂપ અર્થાત્ "હું" એવા

જાગ્રત ભાનનું નિવર્તન રૂપ સમાધિ સ્વભાવથીજ પ્રાપ્ત થાય છે. બસ હવે તો સાક્ષાત્કારની ભૂમિકામાં પગલાં તેમાંજ આરૂઢ થવાય છે. તે એ પ્રમાણે કે :—

॥ સાક્ષાત્કારની ભૂમિકા તથા તેનું સ્વરૂપ ॥

" देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञ बाधकम् ।
आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥ "

[ इति उपदेशसाहस्री. ]

અર્થઃ—' દેહ આત્મા છે ' એ જ્ઞાનની માફક ' દેહ એ આત્મા નથી ' એવું ( દેહાધ્યાસનું ) બાધક જ્ઞાન ( શુદ્ધ ) આત્માનેજ વિષે જેને થાય તે ( મોક્ષની ) ઇચ્છા ન કરે તો પણ મુક્તિ પામે છે. અર્થાત્ :—'હું દેહ છું ' એમ સુદૃઢ ( દેહાત્મ ) જ્ઞાન તમામને ( અજ્ઞાન દશામાં ) થઇ રહ્યું છે, અને તે વિચાર કર્યા વગરજ – કાંઇ પ્રયાસ કર્યા વગરજ – લક્ષ્ય આપ્યા વગરજ એકદમ સ્ફુરી આવે છે, ઘણા કાળની પડેલી ટેવને લઇ. પછી લાંબી મુદત સુધી નિદિધ્યાસન કરતાં – તત્વજ્ઞાનનો અભ્યાસ થતાં અધિકારીને ' હું દેહ નથી ' પણ ' હું આત્માજ છું ' આમ દેહાત્મજ્ઞાનનો બાધ થઇ શુદ્ધ આત્માનું જ્ઞાન પ્રકટે છે. બાદ ' હું દેહ છું ' આ પ્રથમ દશાના – અજ્ઞાન દશાના દેહાત્મ–જ્ઞાનની માફકજ બસ ' હું આત્માજ છું ' આમ જ્યારે વિના વિચારેજ – વિના પ્રયાસેજ – કંઇ પણ લક્ષ્ય આપ્યા વગરજ એકદમ સ્વાભાવિકરીતેજ ( naturally ) સ્ફુર્યા કરે, ત્યારે તે નિદિધ્યાસનની અવધિ અને આત્માના સાક્ષાત્કાર

કહેવાય. બસ ધ્યેયસ્વરૂપનો દૃઢ નિશ્ચય – અસંભાવના અ
વિપરીતભાવના વગરનું જ્ઞાન એજ સાક્ષાત્કારનું સ્વરૂપ.

આવા સાક્ષાત્કારપ્રાપ્ત જ્ઞાનીની ચેષ્ટા બાળકવત્ 'સહ
ચેષ્ટા;' અવસ્થા 'સહજાવસ્થા.' હવે આ જ્ઞાની અગાઉની પે
નિયમસર નિદિધ્યાસ કરતા નથી; અને કોઇ વખત વ્યવહારરૂ
પડે છે ત્યારે સ્વરૂપનું વિસ્મરણ થાય છે – બ્રહ્માકાર વૃત્તિ ત
છે – અખંડીત વૃત્તિમાં ખામી પડે છે : એમ ભલે થાય, પ
સ્વરૂપની વિપર્યયબુદ્ધિ કદી પણ જ્ઞાનીને થતી નથી; એટ
મુક્તિમાં એને બાધ આવતો નથી. અરે ! '**न मोक्षकां
मुच्यते**' – 'તે ( મોક્ષની ) ઇચ્છા ન કરે તો પણ મુક્તિ
પામે છે.'

મતલબ કે આ તમામ સ્થિતિ આપણે પ્રણવાલંબન દ્વ
મેળવવાની છે. માટે આપણને તો પ્રણવાલંબનજ યોગ્ય છે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !

તમારા પત્રના પેરા ૧૭ નો ખુલાસો પેરા ૧૩ ના કરેલ
ખુલાસામાં અપાઇ ગયો છે. તેમાં ડોસીના દાખલામાં સારી પે
સ્પષ્ટીકરણ કરી સમજણ આપી છે. માટે ત્યાંથી ( આ પત્ર
પાન ૧૨૩–૧૨૬ ) જોઇ લેવો.

॥ "ગુરુ–ગોવિંદ" – ઉપાસના–સ્વરૂપ. ॥

હવે તમારા પત્રના પેરા ૧૮ નો ખુલાસો :—

આપણા "પ્રણવાનંદ-લહરી—વિચારણા" માં તમા
લખાણમાં જે ગુરુ તથા કૃષ્ણની મૂર્તિ ( છબી ) ની તો માન્ય

ઉદ્ધાર્થ 'ચૈતન્યસ્વરૂપ' છે, તે 'સોપાધિકચૈતન્યસ્વરૂપ' સમજવાનું છે.

"ગુરુઃ" અને "ૐ" આ શબ્દથી સ્ફુરેલ ચૈતન્ય વ્યક્તિ ગુરુમહારાજ તેમજ શ્રીકૃષ્ણચંદ્રનું "સ્વરૂપ અગર તે પોતે........" આમ જે લખાણુ છે, તેમાં 'સ્વરૂપ' નો અર્થ 'આકૃતિ'–'મૂર્તિ'–shape – form, અને 'તે પોતે' નો અર્થ "સોપાધિકચૈતન્યસ્વરૂપ" એમ સમજવો અર્થાત્ જીવંત મૂર્તિ સમજવી, જડ મૂર્તિ નહિ. અને તે ઉભેલી અગર વિરાજેલી હોઇ શકે છે. માટે તેનું ધ્યાન તે રીતે ("પ્ર૦–લ૦–વિ૦" લેખમાં પાન ૬૦ માં વર્ણવ્યા મુજબ) થઇ શકે છે. તે પછી "અથવા તેનો ભાવ........" આમ લખાણુ છે, તે 'ભાવ' એટલે 'ભાવના', 'feeling', 'પ્રેમ', 'માન્યતા', 'માની લેવું' વગેરે એમ 'ભાવ'ના અર્થો થાય છે: તો "અથવા તેનો ભાવ હૃદયમાં સ્ફુરી આવે છે" આ ઠેકાણે એવું સમજવાનું છે કે, "કદાચ 'સ્વરૂપ' (આકૃતિ–આકાર–મૂર્તિ) અગર 'તે પોતે' (He Himself ન સ્ફુરે, તો તેનો ભાવ (feeling) તો હૃદયમાં સ્ફુરેજ છે. જેમકે આપણે કોઇ વખત કોઇ (સારા અગર નઠારા) શબ્દનો પાઠ કરીએ છીએ, તો તે વખતે વાંચતાં વાંચતાં આપણા હૃદયમાં – અંતઃકરણમાં કેમ તે તે ભાવ (feeling –આવેશ) સ્ફુરી આવે છે! બસ તેજ પ્રમાણે "ગુરુઃ ૐ" ("ગુરુઃ" અને "ૐ") આ શબ્દનો–આ મંત્રનો પાઠ કરતાં – જપ કરતાં – ઉચ્ચારતાં – ગાન કરતાં ગુરુમહારાજ તેમજ શ્રીકૃષ્ણચંદ્ર (આત્મચૈતન્ય)નો ભાવ (feeling – આવેશ) હૃદયમાં

સ્ફુરી આવે છે. આમ સ્ફુરે છે તો જરૂર, ને કુદરતી રીતે; પણ આપણા હૃદયની મલીનતાને લઈ તેમજ બહિર્મુખવૃત્તિને લઈ આપણને જણાતું નથી – ખબર પડતી નથી. જ્યારે બીજી બાબતનો અભ્યાસ – મહાવરો આપણને સુદૃઢ હોવાથી તેના સુદૃઢ અભ્યાસબળથી તેના **ભાવની** પ્રતીતિ આપણા હૃદયમાં ઝટ થાય છે, ત્યારે જો આ " **गुरुः ॐ** " નો અભ્યાસ પણ સુદૃઢ થાય, તો પછી તેમ કેમ ન સંભવે ? **અલબત્ અર્થ સમજ્યા વગર ભાવ પ્રકટે નહિ:** માટેજ **"गुरुः ॐ"**નો અર્થ આપણા " પ્રણવાનંદ-લહરી-વિચારણા "માં કરેલ છે તે મુજબ બરાબર સમજીને જો આપણે ખૂબ એનું રટણ – **ગાન** કરશું, તો જરૂર એનો **ભાવ** (feeling – આવેશ ) હૃદયમાં પ્રકટશે – સ્ફુરશે.

હવે " તેમની શક્તિ અર્થાત્ ગુરુની પ્રકાશશક્તિ – જ્ઞાનશક્તિ અને કૃષ્ણની આનંદશકિત હૃદયમા સ્ફુરી આવે છે" આ લખાણમાં ભાવ એવો સમજવાનો છે કે " ગુરુ અને કૃષ્ણ ( ઇશ્વર – ભગવાન ) વસ્તુત :– સ્વરૂપત : એકજ સ્વરૂપ – અભિન્ન હોવા છતાં ગુરુના વ્યક્તિપિંડમાં પ્રકાશશક્તિ – જ્ઞાનશકિત અને કૃષ્ણના વ્યકિતપિંડમા આનંદશક્તિ મુખ્યત્વે કરીને રહેલ છે. કારણ કે ઉપદેશ વડે જીવોને જ્ઞાન આપવું – અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરવાને જ્ઞાન રૂપી પ્રકાશ આપવો એ ગુરુની મુખ્ય 'ડયૂટી' ( Duty ) છે : તેથીજ **ગુરુસ્વરૂપમાં જ્ઞાનશક્તિ – પ્રકાશશક્તિ** મુખ્યત્વે કરીને રહેલ છે; અને તમામ જીવોને તેઓના અભીષ્ટ સાધનો આપી તે વડે તેમજ અવતારચરિત્રમાં અનેક લીલા આચરી વા વિસ્તારી કૃષ્ણ તો સહુને **આનંદ – આનંદ**

બસ એક આનંદજ આપ્યા કરે છે. માટેજ કૃષ્ણસ્વરૂપમાં **આનંદશકિત મુખ્યત્વે કરીને રહેલ છે.** તો "**ગુરુઃ ૐ**" આ મંત્ર ઉચ્ચારતાં – "**ગુરુઃ ૐ**"નું ગાન કરતાં – રટણ કરતાં ગુરુની 'જ્ઞાનશકિત'–'પ્રકાશશકિત' અને કૃષ્ણની 'આનંદશકિત' આ બંને શકિતઓ આપણા હૃદયમાં સ્ફુરે છે અગર તેનો (તે શક્તિનો) સંચાર હૃદયમાં થાય છે. બસ પછી તો કેવી મઝા ! હવે બાકી શું રહ્યું ! ! હવે બીજું જોઇએ શું ! ! !

**ઓ......મ્ ગુરુઃ ઓ......મ્.**

**ગુરુઃ ...ૐ...ૐ...ૐ; ગુરુઃ ૐ...**

**॥ "ૐ ગુરુઃ ૐ" ॥**

તમારા પત્રના પેરા ૧૯ માનો ખુલાસો :–

નિરુપાધિકચૈતન્યસ્વરૂપ બધાનાં ("ગુરુ", "કૃષ્ણ" અને "ૐ" નાં) એકજ હોવા છતાં ઉપાધિ (આકૃતિ આદિ)ના સ્વીકાર વડે સોપાધિકચૈતન્યસ્વરૂપ જુદાં જુદાં હોઇ શકે છે. એટલે આપણા "પ્રણવાનંદ–લહરી–વિચારણા"માં [ પાન ૬૦ માં ] બતાવેલ મુજબ ધ્યાન થઇ શકે છે. **ઓ......મ.**

## ॥ પ્રતીકપૂજા–મહત્વ. ॥

હવે તમારા પત્રના પેરા ૨૦ માનો જવાબઃ–

"ૐ" આ પ્રતીક ધ્યાનાવસ્થાને વિષે હૃદયમંદિરમાં **સ્થાપિત હોવાથી 'જડ પૂજા' નહિ ગણાય. કારણ કે ત્યાં આગળ**

ભૌતિક તત્ત્વોનો અભાવ હોવાથી તે પ્રતીક અધિભૂતસ્વરૂપ નહિ, પણ અધિદૈવસ્વરૂપજ છે. અથવા તો ત્યાં આગળ મનોમય હોવાથી તે પ્રતીક સ્થૂળ નહિ, પણ સૂક્ષ્મ છે. માટે તે 'જડ પૂજા' નહિજ ગણાય. તેમ હોય તો ભાગવત આદિ ગ્રંથોમાં ચતુર્ભુજ, શંખ–ચક્ર–ગદા–પદ્મ વગેરે પ્રતીકવડે જે ભગવાન ( વિષ્ણુ )ના ધ્યાનનું સ્વરૂપ વર્ણવેલ છે, તે તમામ 'જડ પૂજા'જ ગણાશે.

હાં, જો કે વ્યક્તિ ખુદ મળ્યા પછી ત્હેની પ્રતીકની કાંઇ જરૂર નથી રહેતી, [ જેમકે 'સાગર પ્રભુ'એ કહ્યું છે કે :–

"બસ મૂર્તિમાં છુપેલ એ દિલ્બર રસીલું ઢાંકણું :<br>
ખુલ્લું બન્યું ! ખાલી રહ્યું ! તો કોણ પૂજે ચામડું ?"

તો પણ અધિકારી પોતાના રૂચા અગર બુદ્ધિની મંદતાને લઇ જો કદાચ જડ પ્રતીકનું સેવન કરે, તોય તે કંઇ ખાસ નિંદ્ય નથી. કારણ કે "**प्रतिमा स्वल्पबुद्धिनाम्**" – "**સ્વલ્પબુદ્ધિવાળાઓને માટે પ્રતિમા [ प्रतिमीयते इति प्रतिमा – મૂળ વસ્તુનું માપ પકડાવે તે પ્રતિમા ] ( છે )" એમ શાસ્ત્ર–**<br>
વિધાન છે.

**॥ ॐ तत्सत् ॐ ॥**

## ॥ નાદાસક્તિ–મહત્વ. ॥

હેવટે તમારા પત્રના પેરા ૨૨ માની વિગત ઉપર થોડુંકજ કહી વિરમું છું :—

"શબ્દાર્થ વગેરે કાંઇ પણ સમજ્યા વગર પણ, સર્પ નાદમાં મસ્ગુલ – ગુલતાન બની જાય છે અને પોતાના ક્રૂર સ્વભાવને તે વખતે મૂકી દે છે યા ભૂલી જાય છે : ત્યારે શબ્દ, અર્થ, ભાવ વગેરે બરાબર સમજીને અને વળી 'નાદ બ્રહ્મ છે' – 'નાદ બ્રહ્મનું સ્વરૂપ છે' એમ જાણીને તેમાં ( નાદમાં ) બ્રહ્મ-ભાવના કરીને ખરી રીતથી – ખરા જીગરથી જો આપણે નાદમાં મસ્ગુલ બનીએ – ગુલતાન બની જઇએ, તો તે વખતે શું આપણા મલીન સ્વભાવને – જીવભાવને – અનેક અનાત્મવિચાર, સંકલ્પ–વિકલ્પરૂપ મનોરાજ્યને મૂકી ન દઇએ ? – ભૂલી ન જઇએ ? ? અને વળી સર્પ મેળવે છે તે કરતાં અધિક સ્વાસ્થ્ય – વિશેષ શાન્તિ – પરમ શાન્તિ – ઉત્તમ ફળ ન મેળવીએ ? ? ?

અલબત્ ઘણા વિદ્વાનો કહે છે અને કહેશે પણ ખરા કે "નાદમાં આસક્ત થયેલાને – નાદમાં આસક્તિવાળાને મુક્તિ – મોક્ષગતિ નથી." તો પણ આપણે એના જવાબમાં એટલું તો કહીશું અને તે મુક્તકંઠે પોકારીને – લલકારીને છાતી ઠોકીને કહીશું કે **"ભલેને મુક્તિ – મોક્ષગતિ ન હોય, પણ અધોગતિ તો નથીજ."**

**૫૬. "ઓધવજી કર્મનકી ગતિ ન્યારી"–એ લય.**

ભજન સમ લાભ નથી કોઇ ભારે,

**નાદે બીજા નાદ બંધ થાય,** (ને) મન માલીકને **સંભારે;**
**શબ્દોના બોલે સહે ધરેથી,** મન **ઉભરાય** બા **ભારે.** ભજન૦

## રાગ દેશ ( સોરઠ ) – **ત્રિતાલ.**

સબ મતિહુંતે યહ મતિ ભાવે;
એક આધાર **નામ–યશ** કિર્તન.
જબ કબ પાર લગાવે.––સબ૦ ( ટેક )

ધર્મ કર્મ તીરથ વ્રત સંયમ, યોગ યજ્ઞ શ્રુતિ ગાવે;
નહીં અધિકાર, નહીં બલ માયા, ચંચલ મન ન ઠહરાવે.—સબ૦

નાના ગ્રંથ વેદ–વિધિ નાના, કાહેકો ડહકાવે;
**ભક્તારામ** પ્રભુ પતિતપાવન હૈં, યહ ભરોસો જીય આવે.—સબ૦

ૐ ! ૐ !! ૐ !!!

**॥ ॐ गुरुः ॐ ॥**

**ओ......म् शान्तिः ! शान्तिः !! शान्तिः !!!**

ગુરુવાર, તા. ૧૩–૧૨–૨૮.
**બોડલી**
'આર' હાઉસ–"ॐ" કોટેજ.

લી. તમારો...**પા. પરમાનંદ.**

**॥ "ॐ गुरुः ॐ" ॥**

= × ૐ × =

॥ ॐ ॥

॥ "गुरु-कृपा हि केवलम्" ॥

—× ॐ ×—

પરમ પ્રેમાસ્પદ-નિજાત્મસ્વરૂપ – મુમુક્ષુવર..................

ભાઇશ્રી ............!

અનેક શુભાશીર્વાદ સહ સપ્રેમ "ॐ गुरुः ॐ".

પરમ દયાળુ શ્રી ગુરુ-ઇષ્ટની કૃપાથીજ આજે આ લખાણુ પુરૂં થયું. મેં તો જેમ તેમ લખ્યું છે, પણુ સંપૂર્ણ ઇશ્વરી પ્રેરણાથીજ આ લખાયું છે. માટે **બોલ "કનઇયા લાલકી જય"! – "સદ્‌ગુરુદેવકી જય"!!**

તમો સર્વને – સમગ્ર પાગલમંડળને સપ્રેમ "ॐ गुरुः ॐ."

## ॥ લેખકના ભક્તિભાવ. ॥

વિશેષમાં તમારા તા. ૨૫–૧૧–૨૮ના પત્ર (કાર્ડ)ના જવાબમા લખવાનું એટલું છે કે:–

"પ્રથમ (સાધનાવસ્થામાં) હિમાલયમાં હતો ત્યારે સર્વ વખતે હું એક શ્રીકૃષ્ણુનુંજ [આપણા આ પુસ્તકમાં જે છબી વા ફોટો છે તેનું] ધ્યાન રાખતો. તમામ દેવ–દેવીના મંદિરમાં જતો, પણુ ત્યાંય શ્રીકૃષ્ણુનુંજ – બાળમુકુન્દનુંજ ધ્યાન કરી પગે લાગતો. તે વખતે હરહંમેશ શ્રીકૃષ્ણુનુંજ ધ્યાન રહેતું હતું અગર તો પ્રયત્નપૂર્વક હું રાખતો હતો. પરંતુ હાલ તેમ પ્રયત્નપૂર્વક મ્હને રાખવું પડતું નથી. કોઇ પણુ ધૂન વખતે હાલ

હું પ્રયત્નપૂર્વક કોઇનું પણ ધ્યાન કરતો યા રાખતો નથી. તેમ છતાંય કોઇ વખતે અગાઉનું શ્રીકૃષ્ણસ્વરૂપ – બાળમુકુંદ-સ્વરૂપ એની મેળે હૃદયમાં સ્ફુરી આવે છે અને નજર આગળ તરી આવે છે. આમ થાય છે તે ઘણી ખરી કૃષ્ણનીજ ધૂનમાં થાય છે. બાકીમાં તો કેટલીક વખત સ્વભાવથીજ શબ્દ અને અર્થનો વિચાર થતાં તેમના ગુણોમાં ધ્યાન લાગી જાય છે અને ભાવ પ્રકટી આવે છે – અશ્રુપાત વગેરે થાય છે. અને વધુ વખત તો નાદબ્રહ્મના ધ્યાનમાં મન તન્મય રહે છે."

॥ ૐ ગુરુઃ ૐ ॥ લી. તમારો **પા. પરમાનંદ**

## — રાસડો —

( "આજ સખી આજ રે, વાગે વૃંદાવન વાંસળી"...એ લય. )

આજ હમે આજ રે, પાગલ બન્યા "**ગુરુઃ ૐ**" માં;
હાં રે ! ( તેથી ) આજે શાન્તિ છવાઇ રહી મનમાં. ( ટેક. )
"**ૐ ગુરુઃ ૐ**" માં પાગલ બનીને,
"ૐ" કેરી ( ભજનની ) ધૂનમાં મસ્ત થઇને;
હાંરે ! હમે મગ્ન થયા ગુરુ-ધ્યાનમાં. — આજ૦ ૧.
જે કોઇ "ૐ" માં પાગલ બન્યા છે,
તેના હૈડામાં પ્રભુજી વસ્યા છે;
હાં રે ! તે તો સુખે જાશે મુક્તિધામમાં. — આજ૦ ૨.
લોક-વેદ કેરી સહુ લાજ મૂકીને,
ઇષ્ટ-પ્રભુને મ્હારા સઘળું સોંપીને;
હાં રે ! હમે મોજુ માણીએ ગુરુ-ગાનમાં. — આજ૦ ૩.

મીઠડી મઝા એ, – મીઠડો આનંદ એ,
અંતરની ઉર્મી કેરો મીઠડો સંદેશ એ :—
" હાં રે ! સહુ પ્રેમનો ખજાનો ગુરુ–નામમાં " — આજ૦ ૪.

સાકી* ગુરુરાજે પ્યાલીઓ પાઇ,
' ઇરાની ', ' શીરાઝી ' કાંઇ કાંઇ ભાઇ !
હાં રે ! ચકચૂર થયા તેની કેફમાં. — આજ૦ ૫.

આંખલડી હાવે તો ઘેરાતી ચાલી,
ગુરુ–ગોવિંદ તણી મૂરતિ નિહાળી;
હાં રે ! પછી પાગલ લપાયો પ્રભુ–સોડમાં. — આજ૦ ૬.


=


સમાપ્ત

---

* સાકી=પ્રેમ રૂપી મદ્યપાનાર–ગુરુ – Spiritual Guide.

# પ્રભુ–પ્રાર્થના.

## ૫૬. ભૈરવી–તાલ લાવણી.

( " મારા મનના માલીક મળીયારે " ...એલય. )

પ્રભુ એક અરજ સ્વીકારો ( ૨ )
મારા મન મંદિરીએ પધારો રે–પ્રભુ એક અરજ સ્વીકારો. ( ટેક )

માફ કરો અપરાધ હમારા, મહેર કરીને સ્વામી !
સ્મરીએ નિત્ય અંતર્યામી ( ૨ )
મારા મનના મેલ નિવારો રે–પ્રભુ એક અરજ સ્વીકારો. ૧.

સફળ કરોને જીવન હમારૂં, દર્શન દઈને દયાળુ !
હું સૌ સ્થળે આપને ન્યાળું ( ૨ )
મારો બેડલો પાર ઉતારો રે–પ્રભુ એક અરજ સ્વીકારો. ૨.

અષ્ટ પ્રહર રહે સ્મરણુ અપનું, ટેક હમારી રખાવો !
ભક્તિ–રસ–પીયુષ ચખાવો ( ૨ )
જપ થાય ઓ નાથ તમારો રે–પ્રભુ એક અરજ સ્વીકારો. ૩.

નામ અપનું રટતાં હૈયે આનંદ અધિક વધાવો !
રોમે રોમ પ્રેમ–રસ છાવો ( ૨ )
બસ ! પરમાનંદ પમાડો રે–પ્રભુ એક અરજ સ્વીકારો. ૪.

**ભજન.** ("બલીહારી રસીયા ગીરધારી"...એ લય.)

શામળીઆ પ્રભુ વ્હાલા ! કૃપાળુ ઓ રઘુરાયા રે—
મુજને પ્રભુ પ્રેમે પાર ઉતારોજી. (ટેક)
જન્મ નવ કીધી વ્હાલા ! નામ ન લીધું તારૂં;
કારણ વળગી રહી માયા— કૃપાળુ ઓ૦ ૧.
મીરાંનાં ઝેર પીધાં, ભક્તોનાં કારજ કીધાં (સીધાં):
સંકટ સમયે વ્હારે ધાયા— કૃપાળુ ઓ૦ ૨.
ભક્તોને દર્શન દઇને કષ્ટો નિવાર્યાં સૌ:
જેણે તારા ગુણો ગાયા — કૃપાળુ ઓ૦ ૩.
માયામાં મોહ્યા જે જન ભૂલી રે તુજને વ્હાલા !
જન્મ-મરણમાં અટવાયા — કૃપાળુ ઓ૦ ૪.
પ્રહ્લાદને સ્હાય કરવા, પાપીના પ્રાણ હરવા —
વેગે થંભમાંથી પ્રભુ ધાયા — કૃપાળુ ઓ૦ ૫.
પાગલ પ્રેમે આજે સદ્‌ગુરુ શરણે રહીને;
કરશે પવિત્ર આ કાયા — કૃપાળુ ઓ૦ ૬.

—॥ ભજન ॥—

મારા શામળીઆજી શેઠ ! (૨)
તમે હમને લઇ ચાલો વૈકુંઠ ઠેઠ—
ઠેઠ......ઠેઠ......ઠેઠ.................. (ટેક).
સુદામાનું સંકટ હરિયું મુષ્ટિક તાંદુલ સાટે;
કરમાબાઇનો કૂર જમીઆ – જુગદીશ પાછલી રાતે.—મારા૦ ૧
અહલ્યા નારી ગૌતમની પ્રભુ ! ચરણરજથી તારી;
શબરી કેરાં એઠાં બોર, આરોગ્યાં ગીરધારી.—મારા૦ ૨

કુબ્જા દાસી કંસની પ્રભુ! ચંદન માટે સ્થાપી;
મેર ભરીને માસી આવી, જશોદા પદવી આપી.–મારા૦ ૩
પાંચાલી પોકારે 'વિઠ્ઠલ' દ્વારકાંથી ધાયા;
કૌરવની સભામાં હરજી, ચીર લઇને આવ્યા.–મારા૦ ૪
મીરાં ઉપર ક્રોધ કર્યો રાણાએ હરજી જ્યારે;
હેત કરીને રાધાવરે ચાંપ્યા રૂદીઆ સાથે.–મારા૦ ૫
કર જોડી **ગોપીજન** કહે છે, "વ્હાલા! ના વિસારો;
હમે તમારે શરણે રહીએ, ભવસાગરથી તારો."–મારા૦ ૬

**—॥ ભજન ॥— (ગઝલ–કવાલી).**

દીનદયાલ ગોપાલ હરિ! વૃન્દાવન મોહે બોલાતો સહી;
રેણુ[1] રજ ચરન પરસ દુક, પ્રેમ પ્રસાદ ચખાતો સહી.(ટેક)
તેરે નગરમેં નિત્ય નિવાસ કરૂં, તેરી સેવા વ પૂજા કીયાહી કરૂં,
તેરે ધો ધોકે ચરન પીયાહી કરૂં, મોહે ઝાંખી બિશાલ કરાતો સહી. ૧
ચાહે ડાલ બના ચાહે પાત[2] બના, ચાહે ફુલ બના ચાહે કાઠ[3] બના;
ચન્દન શોભા બબૂલ[4] બના, કાહું કાંટેપે મોહે ઉદાતો સહી. ૨
તેરે કુંજકે દ્વારપે સદા મૈં રહું, મેરો ભૂખ પ્યાસકો કબહુ ન કહું;
તેરે બિરહકે નીરમેં સદા મૈં બહું,[5] મોહે જન્મ–મરણુસેં છોડાતો સહી. ૩
નહીં જ્ઞાન ચાહું, નહીં ધ્યાન ચાહું. નહીં મોક્ષ–કૈવલ્યગતિકો ચાહું;
નહીં યોગ ઐશ્વર્ય બિભૂતિ ચાહું, તેરે પ્રેમમેં **પાગલ** બનાતો સહી. ૪

**॥ પદ ॥ રાગ ખમાચ – ત્રિતાલ.**

દરશન બીન અખિયાં તલપ રહી:
તલપ રહી, – તરસાઇ રહી. – દરશન બીન૦ (ટેક)

---

૧. રડી લઉં. ૨. પાંદડું. ૩. લાકડું. ૪. બાવળ. ૫. વહી જાઉં.

બંસરી બજાઇ મેરા મન હર લીનો;
તન મનકી સુધ ભૂલ ગઇ. – દરશન બીન૦ ૧.
પ્રીતમ પ્યારે! મોરી ખબર ન લીની;
તલપ તલપ જીવ જાય સહી. – દરશન બીન૦ ૨.
**ચંદ્રસખી** ભજ (બ્રજ) બાલકૃષ્ણછબી;
પ્રભુ ચરને ચિત્ત ચાલ રહી. – દરશન બીન૦ ૩.

## ॥ અંતસમયની પ્રભુપ્રાર્થના ॥

**॥ ભજન ॥** ( ધીરાની કાફીનો રાહ )

દયાળુ મારા દીલમાંરે આવી રહેજો અંતસમે :
ભજનને ભૂલાવારે દુશ્મનો આવી ન દમે. – દયાળુ૦ (ટેક)
મારૂં મારૂં કરી મકતનો અથડાયો અહોનિશ :
જગમાં નાયક તમે નિયંતા, જાણ્યા હવે જગદીશ!
તમારા ખોળે માથું રે, તારી લેજો તારક તમે – દયાળુ૦ ૧
ચાલી ચાલીને ચાલીઓ, પણ પંથનો નાવ્યો પાર,
માથે ભાર ઉપાડી થાકયો, છેવટ ન જડયો સાર :
પ્રભુની રીત પીછાણી રે, હવે ખોટ કોણુ ખમે? – દયાળુ૦ ૨
ઠીક પડે તેમ કર તું ઠાકર! મ્હને તેમાં નથી તકરાર;
પણ વિષમ સમયે ન વિસરૂં તુજને, કર એવું કીરતાર!
અરજ છેલ્લી એ છે રે, **સંતશિષ્ય** નિત્ય નમે – દયાળુ૦ ૩

રાગ **સોરઠ** ( દેશ ) – **ત્રિતાલ**

મુજને અંતસગે મા–બાપ પ્રભુજી! પાળજોરે, મુને સંભાળજોરે.
મરણ દુઃખ મોટું મુજ માથે, ઉગારજો આવીને જાતે;
પડયો પથારી નટવર નંદલાલજોરે, મુને સંભાળજોરે.–મુજને૦ ૧.

જબરા જમના દૂતો આવે, પકડી જકડી ખૂબ સતાવે,
કેમ સે'વાશે શ્રીહરિ ! કર મુજ ઝાલજોરે, મુને સંભાળજોરે —મુ૦ ૨.
બ્હીક નથી મરવાની મુજને, વિઠ્ઠલવર ! વિનતિ છે તુજને;
મરણ થતાં અવિચળ પદવી પ્રભુ આલજોરે, મુને સંભાળજોરે.-મુ૦ ૩.
હવે કશાનું કામ ન મ્હારે, શરણ પડ્યો છું પ્રભુ તમારે;
શું કહું વ્હાલા! જેમ ઘટે તેમ ચાલજોરે, મુને સંભાળજોરે —મુ૦ ૪
શરણાગત શિરતાજ રમાપતિ! કરૂણાસાગર કરજો મુજ ગતિ;
રહ્યા દિવસ બસ ભજતા ગોવિંદ ગાળજોરે, મુને સંભાળજોરે.—મુ૦ ૫
અંતસમે અવિનાશી! આવો, બાળકને ઓ બાપ! બચાવો;
દામોદર દોડીને દુખડાં ટાળજોરે, મુને સંભાળજોરે.—મુ૦ ૬
અંતઘડીના આપજ બેલી, આ અરજી મ્હારી છે છેલ્લીઃ
**દીનાનાથ** પ્રભુ ચરણ શરણમાં રાખજોરે, મુને સંભાળજોરે.—મુ૦ ૭

**અભંગ.** રાગ **બડહંસ**—તાલ **ઘુમાળી.**

દેવા માઝં મન લાગો તુઝે ચરણીં !
સંસારવ્યસનીં પડોં નેદી. ॥ ધ્રુવ. ॥
નામસ્મરણ ઘડો, સંતસમાગમ;
વાઊગાચિ શ્રમ નકો દેવા. ॥ ૧ ॥
પાયાં તીર્થયાત્રા, મુખીં રામનામ;
હાચિ માઝા નેમ સિદ્ધિ નેઇ. ॥ ૨ ॥
આણીક માગણેં નાહીં નાહીં દેવા !
**એકા જનાર્દનીં** સેવા દૃઢ દેઇ ॥ ૩ ॥

**અભંગ.** રાગ **બડહંસ**—તાલ **ઘુમાળી.**

તૂં માઝી માઊલી મીવો તુઝા તાન્હા :
પાજીં પ્રેમ પાન્હા પાંડુરંગે. ॥ ૧ ॥

તૂં માઝી માઊલી મી તુઝેં વાસરૂં;
　　નકો પાન્હા ચોરૂં પાંડુરંગે. ॥ ૨ ॥
તૂં માઝી હરિણી મી તુઝેં પાડસ;
　　તોડીં ભવપાશ પાંડુરંગે. ॥ ૩ ॥
તૂં માઝી પક્ષિણી મી તુઝેં અંડજ;
　　ચારા ઘાલીં મજ પાંડુરંગે. ॥ ૪ ॥
**નામા** મ્હણે હોશી ભક્તીચા વલ્લભ;
　　માગે પુઢેં ઊભા સાંભાળિશી. ॥ ૫ ॥

## ॥ પ્રભુ પાસે માગણું ॥

### અભંગ.

હેંચી દાન દેગા દેવા ! તુઝા વિસર ન વ્હાવા (૨) ॥૧॥
ગુણ ગાઇન આવડી*[૧], હેંચી માઝી સર્વ જોડી (૨) ॥૨॥
ન લગે[૨] મુક્તિ ધન સંપદા, સંતસંગ દેઇ સદા (૨) ॥૩॥
**તુકા** મ્હણે ગર્ભવાસીં, સુખેં ઘાલાવે આમ્હાંસી (૨) ॥૪॥

— × ૐ × —

*૧ આવડી = આવડથી (પ્રેમથી). ૨ ન લગે = નથી જોઇતાં.

ॐ

ॐ गुरुः ॐ

ॐ

॥ "गुरु-कृपा हि केवलम्" ॥

— × ॐ × —

# ॥ ઉદ્‌ગાર ॥

"મન, વાણી કે ઇન્દ્રિયોના નિગ્રહકાર્યમાં વધુ મથવા કરતાં તેઓને છૂટાં છોડી દેવાં અને **એક પ્રભુનાજ સામ્રાજ્યમાં** ખૂબ ફરવા દેવાં – ખૂબ વિચરવા દેવાં, અરે ! આખરે **શ્રીનટવરલાલ – શ્યામસુંદર – વ્રજવિહારીની રાસલીલામાં – રાસક્રીડામાં** ભેળવી દઇ ( મનને ) ખૂબ નચાવવાં, ( વાણીને ) ગીતડાં ગવડાવવાં અને ( ઇન્દ્રિય – ચક્ષુને ) **મનમોહનનાં** રૂપ નીરખાવવાં – ચંદ્રવદન નીહાળાવવાં : બસ એજ **અભ્યાસને** હું વધુ માનની દૃષ્ટિએ જોઉં છું – વધુ પ્રેમથી – સાદરે સ્વીકારૂં છું – ગ્રહું છું."

× × × ॥ ॐ ॥ × × ×

**ગઝલ.**

ઘણા છે યોગ શાસ્ત્રોમાં, **હમારો** યોગ ન્યારો છે :
અને છે ધર્મ પણ ઝાઝા, **સૂરીનો** ધર્મ જુદો છે. ( ટેક )
હમે નહિ ભોગી કે યોગી, અગર સંસારના રોગી;
પરંતુ પ્રેમ-રસ ભોગી, **હમારી હંસ-રીતિ છે. ૧.**

હમે ના ત્યાગી – વૈરાગી, ખરે ! ભારે છીએ રાગી;
મગર લોક–વાસના ત્યાગી, **પતંગ–ધર્મ** ધાર્યો છે. ૨.
સદાયે યાદી છે જારી, લાગી છે ઇશ્કની યારી;
પછી એ બૂરી કે સારી, હમોને **પ્રેમ** પ્યારો છે. ૩.
હમારી પ્રેમદષ્ટિએ, – જગત તો છેજ ન જરીએ;
ઉધો ! બસ, કૃષ્ણ નઝરીએ, **ગોપીનો પ્રેમ** સાચો છે. ૪.
અરે ! એ ઇરાની પ્યાલી, – કીધી બસ ! 'મઝનૂં'એ ખાલી;
ખીલાવી કંઇ અજબ લાલી, **પ્રેમનો રંગ** ન્યારો છે. ૫.
હમો આશિક દીવાનાને, ખલક શું તારવી જાણે ?
ખલકની પરવા છે કોને ? **પાગલ–પંથ હમારો** છે. ૬.

— × × × "ૐ" × × × —

## ગઝલ—કવાલી.

જો હમે **પાગલ** બન્યા ( તો ), તેમાં તમારૂં શું ગયું ?
જો સહુ **પાગલ** કહેશે, તો હમોને શું થયું ? ? (ટેક.)
પ્રેમે બન્યા **પાગલ** હમે, શાદને મુઝાઓ છો તમે;
એ પ્રેમમાં **પાગલ** થયા, તેમાં તમારૂં શું ગયું ? ૧.
ઇશ્વરે કીધી દયા, **પાગલ** હમે તેથી થયા;
**પાગલ** બની પ્રભુ મેળવીશું, તેમાં તમારૂં શું ગયું ? ૨.
**પાગલ** પુરા થાશું હમે, તમોને કદી જો ના ગમે;
( તો ) **પાગલ** કહી મુખ દૂખવો, એમાં હમારૂં શું ગયું ? ૩.
**પાગલ** તણો રસ જે પીશે, (વળી) હોય ઇચ્છા મન વિષે;
આવો બનો **પાગલ** નહિ તો,–બોલવાથી શું થયું ? ૪.

<u>પુદ્ગલ અને પરમાત્મા</u>, સમજી લ્યો આ વાતમાં;
**પરમાનંદને** મેળવીશું, તેમાં તમારૂં શું ગયું ? પ્ર.

— × × "**ગુરુ: ૐ**" × × —

"જગતને ચલાવવાને હું બંધાયલો નથી, પણ ઇશ્વરે મ્હારે માટે નક્કી કરેલું કામ ખુશ-ખુશાલીથી શોધી કાઢવાને તથા કરવાને બંધાયલો છું: એવો વિચાર કરતાં મ્હને આનંદ થાય છે."

× **ૐ** ! × **ૐ** ! ! × **ૐ** ! ! ! × "**ગુરુ: ૐ**" ×

"એવું કોઇ પણ માણસ જગતમાં જન્મ પામતું નથી કે જેને માટે કાંઇ પણ કામ નિર્માણ ન થયું હોય"

[ લૅવિસ ]

× **ગુરુ: ૐ** ! × **ગુરુ: ૐ** ! ! × **ગુરુ: ૐ** ! ! ! ×

"કર્મભૂમિ કે રંગભૂમિ પર, - ભજવૂં વિધ વિધ વેષ;
નિમાત કર્મો આચરિયા, માની **પ્રભુ—સંદેશ.**
પ્રાણુનાથ હે પ્રાણુસખ ! — અંતર્યામિ **મહેશ** !
વાર વાર પ્રણમૂં પ્રભુ ! —**શ્યામલાંગ સર્વેશ** ! !"

॥ **ૐ ગુરુ: ૐ** ॥ [ લે૦ **પા૦ પરમાનંદ.** ]



# વિષય અનુક્રમણિકા.

પાન.

# શુદ્ધિપત્ર.

| પાન. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૫ | પરાકાષ્ટા | પરાકાષ્ઠા |
| ૭ | ૧૬ | ॐकरं | ॐकारं |
| ૨૭ | ૫ | નદીને | નદીનો |
| ૨૮ | ૫ | બીજા | બીજાને |
| ૩૩ | ૧ | કરતાં | સ્મરણ કરતાં |
| ૩૩ | ૧૨ | ૦ | [જુઓ "આદર્શ-જીવન" યાને 'બાલયોગી શિવાનંદજી'-પાગલ-પત્રિકા નં. ૨.] |
| ૩૭ | ૧૧ | વિવેક- | વિવેકાદિ |
| ૩૯ | ૧૧ | કરવી | કરવી. |
| ૪૧ | ૨ | કે જડ | કે તે જડ |
| ૪૧ | ૬ | ધ્યાન | તે ધ્યાન |
| ૪૧ | ૭ | જેમ | અને પ્રભુ પણ જેમ |
| ૪૧ | ૧૫ | name | name-noun |
| ૪૨ | ૨૦ | છો !!! | છે !!! |
| ૪૩ | ૧૧ | વ્યક્તિના | વ્યક્તિનાં |
| ૪૪ | ૧૫ | પાતંજલ | પતંજલિ |
| ૪૫ | ૨ | છોડતા | છોડતો |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | ૪ | હંમેશા | હંમેશાં |
| ૪૬ | ૪ | બન્યા | બન્યું |
| ૪૮ | ૧૫ | વળી | ૫. વળી |
| ૪૯ | ૬ | પાવન ' છે | પાવન છે ' ! |
| ૪૯ | ૨૧ | એક | " એક |
| ૫૧ | ૫ | —પ્રત્યેક | ( પ્રત્યેક ) |
| ૫૧ | ૧૯ | પથે | પંથે |
| ૫૨ | ૧ | જુએ | તે અધિકારી જુએ. |
| ૫૪ | ૩ | મહાપ્રભુએ પુછયું : | મહાપ્રભુજીએ પૂછયું :— |
| ૫૭ | ૮ | છે. | છે, " |
| ૫૮ | ૫ | બધા | બધાં |
| ૫૮ | ૬ | પરમાત્માનાજ | પરમાત્માનાંજ |
| ૫૮ | ૨૨ | સમજ્યા | સમજાયો |
| ૫૯ | ૯ | તેનો | તેની |
| ૫૯ | ૨૩ | પ્રપાતિદન | પ્રતિપાદન |
| ૬૩ | ૧૩ | અરે ! | [ અરે ! |
| ૬૪ | ૧૭ | ગુરુ | ગુરુઃ |
| ૬૫ | ૭ | ચોખું | ચોક્ખું |
| ૬૮ | ૧ | સ્વરૂપવાળા | સ્વરૂપવાળો |
| ૬૮ | ૨ | ( નિર્ગુણબ્રહ્મ | ( નિર્ગુણબ્રહ્મ ) |
| ૭૧ | ૨૦ | સ્થિતિ વિગેરે. | આ આખું હેડીંગ (પ્રકરણ)વાળી લીટી, તેની નીચેની બે લીટી પછીની છે. |
| ૭૨ | ૧૭ | વિશાલ | વિશાળ |
| ૭૩ | ૧૬ | ફરી | ફરી— |

| | | | |
|---|---|---|---|
| ७७ | ८ | મોક્ષસાધન- | મોક્ષસાધન,- |
| ७८ | ७ | अम्मनुर | अनुस्मर |
| ७९ | १० | કેવી | 'કેવી |
| ८४ | १५ | ધર્મ | ધર્મ- |
| ८४ | २० | અતઃકરણ | અંતઃકરણ |
| ८५ | १३ | संशय: | संशयम् |
| ८७ | ६ | સમાજનું | સમજવાનું |
| ९१ | १३ | પાતંજલ | પતંજલિ |
| ९२ | ५ | પાતંજલ | પતંજલિ |
| ९३ | १२ | ધ્રુવ | ધ્રુવ |
| ९६ | १५ | ભાગ્યું | ભાગ્યું |
| ९८ | ४ | आसुत्पेरामृते | आसुत्पेरामृतैः |
| १०० | १६ | અભિન્ન | ભિન્ન |
| १०० | २२ | કેટલાક | કેટલાક ( અમુક અમુક [illegible] |
| १०७ | ९ | ચિંતવવમાં | ચિંતવવામાં |
| १०९ | ७ | સાક્ષા | સાક્ષી |
| ११३ | १ | રહ્યા. | રહ્યા છે. |
| १२० | २१ | વેચવા | વેચાવા |
| १२३ | १३ | આશક્તિ | આસક્તિ |
| १३९ | १३ | બુદ્ધિગ્રાહ્ય | બુદ્ધિગ્રાહ્ય |
| १४४ | ३ | 'on' | 'òm' |
| १४९ | ५ | देहात्मज्ञ | देहात्मज्ञान |
| १५१ | १ | ચેતન્ય | ચૈતન્ય |
| १६० | १२ | અપનું | આપનું |

## —ગરબી.—

મારે આજે આનંદનો દિન છે રે:
હરિની ભક્તિ કરે તેને ધન્ય છે રે. — (ટેક.)
વહાલે નરસિંહ મહેતાને હાર આપીઓ રે (૨);
ધ્રુવને અવિચળ કરીને સ્થાપીઓ રે (૨).–મારે૦
વહાલે નામાની છાપરી છાઇ છે રે (૨);
સુદામાની તે નાર સુખ પાઇ છે રે (૨).–મારે૦
વહાલે વીખડાં વાર્યાં તે મીરાંબાઇનાં રે (૨);
લજ્જા રાખી સંસારીઆના સાથની રે (૨).–મારે૦
ગુરુ પ્રતાપે **ભીમદાસ** બોલીઆ રે (૨);
મારા અંતરના પડદા ખોલીઆ રે (૨).–મારે૦

**ભૈરવી–ત્રિતાલ.** ("જો હરસેં પ્રીત લગાતા હૈ."...એ લય.

ગુલ્તાન મતા જબ આવેગા, તબ પ્રાણી સુખકો પાવેગા. (ટેક.
ભરમ કરમ માયાકે બાદલ, પલમેં સબી બીલાવેગા;
પાંચે ઇન્દ્રિકા બલ ભાગા, મનવા ઉલટ સમાવેગા–ગુ૦
સાર અસાર મીટે સબ જીવકા, આપુપણું બિસરાવેગા;
જન **તુલસી** સુખ સાગરમાંહી, મીલકર મંગલ ગાવેગા–ગુ૦

## —લાવણી—

અદલ ફકીરી મનકું મારે, સાહેબસેં બાંધે એકતાર;
સદા અગમકી જ્યોત જગાવે, સો પ્હોંચે નિર્ગુણકે દ્વાર.
સત ધર્મકી કરે જો સોબત, ગ્નાન ધ્યાનકા સજે શૃંગાર,
ગુરુ બચનકા પિયે પિયાલા, શબ્દ ધુનિ સમજે ૐકાર.

## પદ.

ઘેલાં અમે થયાંરે – ગાંડાં અમે થયાંરે,

બાઈ મુને ઘેલામાં ગુણુ લાધ્યું. — ( ટેક )

આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભૂલાં પડયાં ત્યારે, મારગ મળીઓ માધુ.—ઘેલાં૦

ઘેલાં તો અમે હરિનાં ઘેલાં, નિર્ગુણ ફાધાં નાથે;
પૂરવ જનમની પ્રીત હતી ત્યારે, હરિએ ઝાલ્યાં હાથે—ઘેલાં૦

ઘેલાંની વાતો ઘેલાં જાણે, દુરજનીઆ શું જાણે;
જે રસ દેવી—દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘેલાં૦

ઘેલાં જાણીને તમે છેટાં રહેજો, ઘેલાં ઘેલાનું કરશે;
ઘેલાં જાણીને જે કોઇ હસશે, તે જન કયાંથી તરશે.—ઘેલાં૦

ઘેલાંને તો ઘેલાં વહાલાં, ડાહ્યાં રહે છે છેટે;
અંતરમાં તો કપટ ભર્યું છે, કયાંથી પ્રભુને ભેટે.—ઘેલાં૦

ડાહ્યાંને તો ઘેલાં કહે છે, હરિ ભક્તોને બાઇ;
અંતસમે કોઇ કામ ન આવે, સગાં કુટુંબ ને ભાઇ.—ઘેલાં૦

સાસુ સાસરીઆં કુટુંબ કબીલા, ગીરધરમાં મેં ગણીયાં;
પ્રભુને ભજતાં લાંછન લાગે તો, સગાં સ્વારથીઆં તજીયાં.—ઘેલાં૦

અનાદિ મોહમાં મગન થઇને, સંસાર—સ્વપ્નું સાધ્યું;
સદ્‌ગુરૂજીએ મુને સાન બતાવી ત્યારે, મારૂં વર હરિ લાધ્યું.—ઘેલાં૦

ઘેલાં મટીને અમે ડાહ્યાં નવ થઇએ, સંતનાં શરણાં લીધાં;
બાઇ **મીરાં** કહે પ્રભુ ગિરિધરના ગુણ, કારજ સઘળાં સીધ્યાં.—ઘેલાં૦

—×—